# બાલિકા શિક્ષા

૩

## અનુક્રમણિકા.

પાઠ. વિષય.


૧. નાની નિર્મળા
૨. ફૂલ વીણતા ગાન.
૩ જીવનની સફળતા.
૪ દૈવી જીવનના ગુણ.
૫ આદર્શો.
૬. જમાવાનાં કીર્તન.
૭. પ્રભુનાં દર્શન ”
૮. ચરણ સ્પર્શ ”
૯. નિર્મળા બેનની ઘૂંટકાઓ.
૧૦ નિર્મળા બેનનુ સ્વપ્ન
૧૧ એકાદશી
૧૨ પ્રભુનુ પારણુ
૧૩. જયશ્રીકૃષ્ણ.
૧૪ ભાઇઓ.
૧૫. નિર્મળાની નિશાળ
૧૬ શ્રીરાધાજીની ડીંગલી ભાગ ૧.
૧૭ શ્રીરાધાજીની ડીંગલી ભાગ ૨
૧૮. કૃપાળુ ધોળ
૧૯ કેળાના છોડા બહુ ભાવ્યા

૨૦. શ્રીજશોદાજીનો અપરાધ.
૨૧. આશ્રય
૨૨. મેં માળાજી પહેર્યાં છે.
૨૩. હું લલિતા બેનને ઘેર ગઈ હતી.
૨૪ શ્રીકૃષ્ણ અને ચંદ્રમા
૨૫. શ્રીકૃષ્ણની ચંદ્રલીલા
૨૬ ફૂલની માળા કેમ આવડે ?
૨૭. નિર્મળાનો નિત્ય નિયમ.
૨૮ શ્રીમહાપ્રભુજી.
૨૯. નિર્મળાનુ સુંદર વર્તન
૩૦ ગોયરો (ગૌરીપૂજન).
૩૧ પ્રભુજ સૌથી મોટા દેવ છે
૩૨ ફૂલની પવિત્રતા
૩૩. પવિત્ર બાળાના ગુણો

# બાલિકાશિક્ષા.

## પાઠ ૧ લો.

## નાની નિર્મળા.

નાની નિર્મળા સ્વરૂપે સુંદર અને ઘણી પવિત્ર બાલા હતી તેની વાણી મધુર અને પ્રિય લાગે એવી હતી, તેની માતા પરમ ભગવદીય હતી એવી ભક્તિમાન માતાના ખોળામા ઉછરવાનું સોભાગ્ય નિર્મળાબેનને પ્રાપ્ત થવાથી તથા સદા એવી માતાના સહવાસમા રહેવાથી તેનામાં પણ ભક્તિભાવ પોષાતો હતો નિર્મળાની માતા શરીરે રોગી અને અશક્ત છતા એટલા તો સેવા રસિક હતા કે, શરીરની અશક્ત સ્થિતિમા પણ બને ત્યા સુધી સેવા જાતે કરતા. વૈષ્ણવો પર નિર્મળાના માબાપની ખૂબ પ્રીતિ હતી. વળી બન્ને દંપતી પોતાના ગુરુદેવમા તો મુગ્ધ હતા નિર્મળાનાં માતાનો સ્વભાવ ઉપલક દૃષ્ટિએ જરા ક્રોધી હોય એવો લાગતો, પણ તેનું કારણ કોઈ ધાર્મિકજ હોતુ જો તેમને કોઈ સેવામા મદદગાર હોય તો, તેનાપર તો તે બહુજ ખુશ ખુશ રહેતા નિર્મળાના ભાઇઓ અંગ્રેજી કેળવણી લેતા હતા, તેથી સર્વે તર્કવાદી હોવાથી તિલક વગેરે ધર્મ કાર્ય કરતાં તેમને શરમ આવતી. નિર્મળાબેનના મોટાભાઇમા કોઇવાર ભક્તિભાવ ઉભરાતો, પણ તે ટકતો નહિ. નિર્મળાબેનના પિતા વિલાયત જઈ મોટી મોટી પરીક્ષાઓ આપી તેમાં પાસ થએલા હોવા

છતા તેમની ધર્મશ્રદ્ધા અનુકરણીય હતી. પાસે રહેનારને તો તે સર્વાત્મભાવસિદ્ધજ લાગે કોઈવાર જરૂર પડયે પોતે પણ પ્રભુસેવા કરી લેતા નિત્ય નિયમમા તેઓ નાહીને થોડી વાર પણ એકાન્તમ. પ્રભુની ભક્તિ કર્યા વગર કઈ પણ કાર્ય કરતા નહિ

પોતના પુત્રો સ્વધર્મની નિશાની તરીકે તિલક કરતા ન હતા, તેથી આ બન્ને દપતીને બહુજ લાગતું. ઘણી વાર સર્વેયને તિલક કરવાની શિક્ષા આપવામા આવતી, પણ તે નિષ્ફળજ નિવડતી પોતાના માબાપને ખુશ કરવા પુરતા પણ છોકરાઓ તિલક કરતા નહોતા, પણ પોતાની જન્મગાઠને દિવસે તો દરેક છોકરો તિલક કરીને માબાપને પગે લાગતો આ વખતે તેમનાં માબાપ તો ખૂબ ખુશી થતાં. નિર્મળાની માતા તો જો પોતાના બાળકના કપાળમા તિલક જોતા તો શેર લોહી ચઢતું અને પોરસાઇ જતા નિર્મળાબેનનો આનદી સ્વભાવ તેમની બીજી બેનોમા પણ હતો નિર્મળાબેનના મોટા બેન બહુ સેવાચતુર અને રાગરાગણીમા કુશળ હતા, પણ સાસરામા એને જોઇએ તેવુ પોષણ ન મળવાથી તે અતરમાજ સર્વ કાર્ય કરી લેતા. સર્વ કુટુબ શુદ્ધ ચરિત્રવાન હતુ, આખા કુટુબમ. કોઇ શબ્દ પણ અસત્ય બોલનાર તો જડેજ નહિ સર્વેય શોખીન હતા નિર્મળાબેનના ભાઇઓ મશ્કરા હોઇને ઘણીવાર વૈષ્ણવોની ને સેવાની પણ મશ્કરી કરતા, આ જો તેમના પિતાની જાણમા આવતુ તો શિખામણ આપતા ધર્મકાર્યમા નિર્મળાની માતા ગમે તેટલુ ખર્ચ કરે પણ નિર્મળાના પિતા કદી આડે આવતા નહિ, પણ ઉલટા પ્રસન્ન રહેતા કદી પણ માયાનો શબ્દ નિર્મળાના

પિતાને મોઢે સભળાતોજ નહોતો સર્વપર સમાન ભાવ ગખતા. તે એકજ શબ્દ વારવાર બોલતા કે પ્રભુજ બધું કરનાર છે આપણે તો નિમિત્ત છીએ. જેનુ જેટલુ હશે તેટલું તેની પાસે જશે. નિર્મળાની માતાની મરછી નિર્મળાના પિતા બહુજ સાચવતા. આ કુટુંબમા નીતિ ને પવિત્રતાનો બહુજ આદર હતો

---

## પાઠ ૨ જો.

### ફૂલ વીણુનાં નિમળા બેનનુ ગાન

**મોટાં બેન**—નિર્મળા બેન શુ કરો છો?

**નિર્મળા બેન**—આપણા બગીચામાથી પ્રભુની માળા બનાવવા માટે ફૂલ વીણુવા છાબ શોધું છુ

**મોટા બેન**—જાઓ, પેલા કરવા વડે જાળવીને હાથ ધોઇ આ છાબ લઈ ફૂલ વીણી લાવો.

નિર્મળાબેન હાથ ધોઈ છાબ લઇ ફૂલ વીણવા બગીચામા ગયાં આ વખતે રૂપાળા ફૂલ ખીલેલાં જોઇ નીચેનુ કીર્તન ગાતા ફૂલ વીણવા લાગ્યા.

**ત્રિતાલી ચોપાઈ.**

આવો મારાં રૂડા સુમન, તમે સકળ પ્રભુજીના તન[1]
હરખ ભર્યા સૌ આવો અહાં, પ્રભુની પાસે જઇએ તહા;
બેસો છાબમા ધરી ઉમગ, તમને થાશે પ્રભુનો સંગ;
માળા રૂડી કરીશું આજ, કોટે ધરશે શ્રીવ્રજરાજ.

---

૧ બાળક.

આનંદ કરજો પ્રભુની પાસ, ઉડાવજો પ્રભુ રસના રાસ
હસજો રમજો પ્રભુની પાસ, ચખાડજો પ્રભુજીને સુવાસ.
એ સુવાસે હરિ રીઝશે, ભવોભવના દુખડા જશે,
પ્રભુને શરણે જાયે જેહ, સફળ કરે છે, જીવન તેહ
ફૂલી ખીલી બનો પ્રફુલ્લ, પ્રભુ આપશે લ્હેર અતુલ
કિંકર પર પ્રભુ ખૂબ ખુશ થાય, ભુલશો નહિ એ રસનાય

આ ગાન ગાતા જાયને ફૂલ વીણતાં જાય, ખૂબ આનંદ કરતાં છાબ ભરાઈ એટલે લઇને સેવાની જગાએ આવ્યાં

---

## પાઠ ૩ જો.

## જીવનની સફળતા.

**મોટાં બેન**—નિર્મળા બેન, તમે આજ ફૂલ વીણતા શું ગાતા હતા? મને અહી સંભળાતું હતું.

**નિર્મળાબેન**—મોટા બેન, હું ફૂલનું કીર્તન ગાતી હતી જુઓ તો ખરા આ ફૂલ કેવાં સુંદર છે? જાણે પ્રભુને માટેજ આપણા બગીચામા આવ્યાં હોય એમ જણાય છે

**મોટાં બેન**—નિર્મળા બેન, તમારૂં કહેવું ખરૂં છે, મનુષ્યો પણ આ દુનીઆમાં જન્મ લે છે, તે આ ફૂલની પેઠે પ્રભુની સેવા માટેજ, પણ જન્મ્યા પછી બધુ ભુલી જાય છે. જુઓ, આ ફૂલો બધા ભાગ્યશાળી છે, તેથી પ્રભુને અંગીકાર થશે, તેમ જે માણસ ભાગ્યશાળી હોય તેજ પ્રભુમાં પ્રીતિ કરે છે, અને પ્રભુને શરણે જાય છે.

**નિર્મળા**—મને માતાજીએ કેટલાક ફૂલ પ્રભુને માટે ન લાવવા

આજ્ઞા કરી છે, આનું શું કારણ હશે ? મારે વીણતાં તે બાબત બહુ ધ્યાન રાખવું પડે છે

મોટાં બેન—કેટલાંક ફૂલની સુગંધિ સારી નહિ હોવાથી તથા સારાં નહિ હોવાથી તે સેવામાં ઉપયોગી થતાં નથી આ ઉપરથી આપણે પણ સમજવાનું કે પ્રભુ સુંદર અને પવિત્ર વસ્તુઓઓનોજ અંગીકાર કરે છે. જે દૈવીજીવો હોય છે, તેજ પ્રભુને સંભારે છે, અને તેની સેવા કરે છે, અને જેઓ આસુરી હોય છે, તેઓ આ બીજાં નકામા ફૂલો જેમ છોડપર બગીચામાજ સુકાઈ જાય છે, તેમ નકામા જન્મીને દુનીઆની માયામા રચ્યા પચ્યા રહી મરી જાય છે.

નિર્મળા બેન—હું સમજી મોટા બેન, પવિત્ર અને સુગંધિદાર ફૂલોની પેઠે પવિત્ર અને પ્રેમી જીવનવાળા માણસોજ પ્રભુની સેવા કરે છે. મને આ રૂપાળા ફૂલો જોઈ ખૂબ આનંદ થાય છે.

---

## પાઠ ૪ થો.

## દૈવીને આસુરી જીવો.

નિર્મળા—મોટાં બેન, તમે કહ્યું હતું કે, દૈવી પવિત્ર જીવો જ પ્રભુની સેવા કરે છે, તો દૈવીજીવ શી રીતે જણાય ?

મોટાં બેન—બેન નિર્મળા, આવો આ ફૂલની માળા કરતા જઈએ અને એવી વાતો કરતાં જઈએ. તમે હવે આ ફૂલોની સુંદર પ્રભુને લાયક કલગી બનાવો, અને હું એક સુંદર માળા બનાવું

બન્ને બેનો ફૂલની માળા અને કલગી કરવા બેઠાં, એટલે મોટાં બેને કહ્યુ, સાભળો. દૈવી જીવનાં લક્ષણ. દૈવી-

જીવ તદ્દન શુદ્ધ અને પવિત્ર હોવાથી તે સદા નિર્ભય હોય છે, તેનું મન બહુજ આનંદી હોય છે, તે બહુજ ઉદાર હોય છે, મન અને ઇંદ્રિયો કબજે રાખી પ્રભુમાજ તેને જોડે છે, તે દરેક કામ પ્રભુને યાદ કરીનેજ કરે છે

પ્રભુનાં ચરિત્રો જાણુવા માટે આતુર હોય છે, જોઇએ એટલુંજ બોલે છે વાણી મીઠી, વહાલી લાગે એવી અને સાચી બોલે છે પ્રભુની, ગુરુજીની અને પવિત્ર સંત પુરુષોની સેવામા આનંદ માનનાર હોય છે, પ્રમાણિકપણુ અને પવિત્રતા એ હમશાજ તે જાળવી રાખે છે બહુજ દયાળુ હોય છે કોઇ પણ પ્રાણીને લગાર પણ દુઃખ દેતો નથી ક્રોધનો તો તેનામા છાટો પણ હોતો નથી, શાંતિ તો હમેશા એના મોઢાપર દેખતા જ જણાઈ આવે છે લગાર પણ લઘુતા હોતી નથી, સ્વભાવ બહુ કોમળ છતા તેજસ્વી હોય છે કોઈ માણુસ પોતાનો ગુનો કરે તો તેને પણ મોટા દીલથી ક્ષમા આપે છે વળી દૈવી જીવને બહુ માન આબરૂની પણ ઇચ્છા હોતી નથી પ્રભુનેજ એ પોતાની માનઆબરૂ સમજે છે પ્રભુનું સુખ વિચારવુ એજ એની માન આબરૂ છે

નિર્મળા—વાહ, તમે ગણાવ્યા એવા ગુણ તો કોઈનામા પણ હોવા કઠણુ છે એવો જીવ તો દેવ કહેવાય

મોટાં બેન—હા બેન, એવી પવિત્ર સ્ત્રી અથવા પુરુષ કંઇકજ હોય છે. પ્રભુ કૃપા કરે તો આપણામા દૈવીગુણુ આવે આ ઉપરના ગુણોથી ઉલટા ગુણો હોય તેને આસુરી જીવ જાણુવો.

---

## પાઠ ૫ મો.

### ચાંલ્લો.

નિર્મળાની માતા સ્નાન કરીને આવ્યાં, અને આવીને ચાંલ્લો કરીને પછી ચરણામૃત લીધું નિર્મળા આજે ચાંલ્લો કરવાનુ ભુલી ગઈ હતી એટલે—

માતાજી—નિર્મળા, તે આજે ચાંલ્લો કેમ નથી કર્યો ?

નિર્મળા—મા, મને ચરણામૃતની દાબડી જડી એટલે ચરણામૃત લીધુ. કંકુની દાબડી જડી નહિ, એટલે ચરણામૃત લઈ બાગમા ફૂલ વીણુવા ગઈ એટલે તદ્દન ભુલીજ ગઈ.

બા—બેટા, ચાંલ્લો કર્યા વગર તો રહેવાયજ નહિ. નાહીને તરત જ ચાંલ્લો કરી ચરણામૃત લેવુ. જેમ પુરુષો તિલક કરે છે, તેમ આપણે ચાંલ્લો કરવો જોઇએ. જેમ તિલક વગર કોઈ સેવા કરે તો તેની સેવા નકામી જાય છે, તેમ આપણે પણ ચાલ્લો કર્યા વગર અને ચરણામૃત લીધા વગર પ્રભુની સેવા કે ટેહલ કરીએ તે નકામી જાય છે વળી ચરણામૃત લેવું, તે પણ ત્રણ વખત મુખમા ઉંચેથી મુકવું. બે ભ્રમર વચ્ચે બ્રહ્માંડમા, હૃદયપર, બે આખોપર અને શિરપર લગાવવું. એટલે તે સર્વ અલૌકિક બને

નિર્મળા—બા, ચાલ્લો કરવાનુ શું કારણ હશે ?

બા—નિર્મળા, ચાંલ્લો એ તો વ્રજચદ્રના સૌભાગ્યનુ નિશાન છે. આપણે પ્રભુને પતિ કર્યા હોય, તેના અલૌકિક સૌભાગ્યનું એ ચિહ્ન છે. વળી પરણેલી સ્ત્રીના લૌકિક સૌભાગ્યનું પણ એ નિશાન છે એ શ્રીવ્રજચંદ્ર શ્રીકૃષ્ણના

સંબંધના નિશાન તરીકેનો ચાંલ્લો જેના કપાળમાં હોય છે, તે સ્ત્રીનું સદા ભલું થાય છે પ્રભુ તેનાપર સદા પ્રસન્ન રહે છે. વળી ચાંલ્લાવાળી સ્ત્રી સામી મળે તો તેના મોટા શુકન ગણાય છે. માટે કદી પણ ચાંલ્લા વગરનું કપાળ રહેવા દેવું નહિ

નિર્મળા—બા, હવે કદી હું ચાલ્લો કર્યા વગર નહિજ રહું, હું હમેશા ચાંલ્લો તો કરતી પણ કોઈ વાર ઉતાવળમા ભુલી પણ જતી, હવે નહિ ભુલુ.

ત્યારપછી નિર્મળાએ ઉઠીને ચાંલ્લો કરી પછી શાન્તિથી ફૂલની કલગી અધુરી હતી તે પુરી કરી

---

## પાઠ ૬ ઠ્ઠો.

## પ્રભુને જગાવવા.

મોટા બેને માળા તૈયાર કરી પછી પ્રભુને માટે મેવો વગેરે સિદ્ધ કર્યું, પછી માતાજી પ્રભુને જગાવવા નીચેનુ કીર્તન બોલવા લાગ્યા.

### રાગ ભૈરવ.

પ્રાત સમે ઘર ઘરતે દેખનકો આઈ હે ગોકુલકી નારી,
અપનો કૃષ્ણ જગાય જશોદા આનંદ મંગલકારી ૧
સબ વ્રજકુલકે પ્રાણજીવન ધન યા સુતકી બલિહારી,
આસકરણ પ્રભુ મોહન નાગર, ગિરિ ગોવર્ધનધારી. ૨

પ્રાત સમે.

આ કીર્તન સાભળી નિર્મળા બોલી, બા, બા, તમારા કરતા મોટાં બેનનો રાગ બહુજ સુંદર છે.

**મોટાં બેન**—બેન, રાગનું નચાંનુ શું કામ છે? પ્રભુતો પ્રેમને વશ છે. બાની પ્રીતિ પ્રભુપર બહુ છે, માટે સાધારણ રાગ વાળુ પણ બાનું કીર્તન પ્રભુને બહુજ ગમતું હશે રૂપા દ્વારપાળ કરીને એક ભક્ત થઇ ગયા, તેમનો રાગ બહુ સારો નહોતો, છતા શ્રી ઠાકોરજી એમનુ કીર્તન સાભળતા ત્યારેજ નિદ્રા આવતી પ્રભુ પ્રેમને વશ છે. રાગનો અર્થજ પ્રેમ છે. ત્યારબાદ બીજુ કીર્તન મોટા બેન બોલવા લાગ્યાં

### રાગ બીભાસ.

પ્રાત.સમે **શ્રી વલ્લભ** સુતકો ઉઠતહી રસના લીજીયે નામ,
આનંદકારી પ્રભુ મહા મંગળકારી અશુભ હરણ જન પૂરણકામ.
યાહી લોક પરલોક કે બંધુ કો કહી શકે તિહારો ગુણ ગ્રામ
નંદદાસ પ્રભુ રસિક શિરોમણિ, રાજ કરો **શ્રી ગોકુલ** સુખ
ધામ–પ્રાત ચ૦

## પાઠ ૭ મો.

## પ્રભુનાં દર્શન.

મંગળાની સર્વ પ્રકારની સેવા કરી પછી નિર્મળાની બાએ પ્રભુને શૃંગાર કર્યા. સુંદર વાઘા વસ્ત્ર પહેરાવી ફૂલની માળા કલગી વગેરે ધરાવી પ્રભુને રૂપરૂપની મણિજેવા બનાવી દીધા. પછી ભોગ ધરી સર્વ સેવા કરી શૃંગારનાં દર્શન કરાવવાનો વખત થયો શૃંગારના દર્શન ખોલ્યાં.

નિર્મળા—બા, આજે પ્રુભુની ઝાંખી કંઇ ઓર થાય છે, પ્રભુ આજે બહુ રૂપાળા દેખાય છે. આજના દર્શનની મજા બહુજ છે પ્રભુ ખૂબ આનંદમા બિરાજ્યા છે.

બા—બેટા નિર્મળા, આજે તારી રૂપાળી કલગી અંગીકાર કરીને પ્રભુ ખૂબ ખુશી થઇ ગયા છે આજે ફૂલ સુંદર હોવાથી માળાજી પણ બહુજ સુંદર થયાં તેથી પ્રભુને બહુજ આનંદ થયો છે. પ્રભુ ઉત્તમ અને સુંદર વસ્તુઓના ભોક્તા છે જો કેવા વાંકો મુગટ ધારણ કરીને બિરાજ્યા ? જાણે રસભર્યા તને નિરખતા હોય તેવા દર્શન થા

પાળુ સ્વરૂપ કોઈનું જ ... પ્રભ

નિર્મળા—બા, બા, હવે તો હું રોજ પ્રભુની સેવામા આવીશ મને કઇને કંઇ સેવા શીખવજો

મોટાં બેન—નિર્મળા બેન, તમે હવે માળાજી કરતા શીખો. હું તમને શીખવું પ્રભુ તમારા હાથના માળાજી પહેરીને બહુ ખુશી થશે

આ સાભળીને નિર્મળાની આંખોમા હરખના આસુ આવી ગયા, અને તેણે ફૂલની સર્વ પ્રકારની માળાઓ શીખવાનો નિશ્ચય કર્યો શ ગાર આર્તિ થઈ ગયા બાદ શ ગાર‐ના દર્શન બ ધ થયા, એટલે નિર્મળા અશ્રુ ખેરવતી પ્રભુની પાસેથી બહાર નીકળી

---

## પાઠ ૮ મો.

## ચરણ સ્પર્શ.

નિર્મળા બેન, તેની માતા અને તેની મોટી બેન વગેરે સૌ તેમના શ્રી ગુરુજી આજે પધારવાના હોવાથી દર્શન કરવા જવાના હતાં. સ્ટેશન પરજ શ્રી ગુરુદેવના દર્શન થવાના હતા, આમ છતાં આ ભક્તિમાન કુટુબના હર્ષનો પાર નહોતો. સઘળો સ્રીવર્ગ અને નિર્મળા બેનના પિના દર્શન કરવા સ્ટેશને આવ્યા. સુદર ફૂલની માળા અને કલગી એક છાબમા બનાવીને તૈયાર આણી હતી. પોતાના ગુરુદેવમા અને શ્રી ભગ‐વાનમાં આ બધાનો સમાન ભાવ હતો એક ફળનો તેમજ એક સુકા મેવાનો કંડીઓ પણ પ્રભુને માટે આણ્યો હતો. શ્રીગુરુ‐દેવની સ્ટેશને થઇને પધરામણીની ખબર આખા ગામમાં ફરી

વળવાથી સ્ટેશન પર ભીડનો પાર નહોતો. સ્ટેશન માસ્તર પણ પવિત્ર અને ધર્મ નિષ્ઠ હોવાથી બહાર અખંડ મંડલાચાર્યશ્રીને બિરાજવા આરામ ખુરસી મુકી હતી. ટ્રેન આવી પહોંચી શ્રી ગુરુદેવના નામની જયથી ગુરુદેવને દેખતાંની સાથે વૈષ્ણવોએ આનંદ ભેર વધાવી લીધા. પોતે ઉતરી ખુરશી પર બિરાજ્યા, એટલે ફૂલની માળાઓ ઉપર માળાઓ ગુરુદેવના કોટમાં સમર્પાઈ જોડે જયના ગગનભેદી અવાજો પણ થતા હતા વૈષ્ણવોના મો પર આનંદનો પાર નહોતો પ્રભુજ આનંદાના છે નિર્મળાના પિતાએ હરખભેર પોતાને હાથે પ્રભુને પહેરાવે તેમ માળા પહેરાવી. શ્રીહસ્તમા કલગી આપી. નિર્મળા તો આ જોઈ ખૂબ આનંદમા આવી ગઈ, ને હર્ષના આંસુ ખેરવવા લાગી ગામમા સ્વયં સેવકોનું મંડળ હોવાથી પ્રભુપર પ્રીતિ ધરાવનારા પીળી ટોપીઓ પહેરનાર વૈષ્ણવ સ્વયં સેવકોએ સ્ટેશન પર સારી વ્યવસ્થા રાખી હતી પછી વ્યવસ્થાપૂર્વક સૌ ચરણ સ્પર્શ કરતું જાય અને આનંદથી વિદાય થઈ બાજુ પર ઉભા રહી પ્રભુસ્વરૂપ શ્રી ગુરુદેવનો ઝાંખી કરતુ હતું નિર્મળા બેને પણ આજે ઉમંગભેર શ્રી ગુરુદેવના ચરણ સ્પર્શ કર્યાં આથી તેમને ખૂબ આનંદ થયો એવામા ટ્રેન ઉપડી જવાનો વખત થયો, એટલે જલદી ચરણ સ્પર્શ કરવાની સર્વેએ ઉતાવળ કરવા માંડી આમ છતા વૈષ્ણવોની બહુ સંખ્યા હોવાથી ટ્રેનને બે મિનિટ થોભાવવી પડી ગાર્ડ સારો હોવાથી તેણે આ વૈષ્ણવોનો પ્રેમ જોઈ ગાડી બે મિનિટ વધારે થોભાવી. ચરણ સ્પર્શ થઇ રહ્યા એટલે શ્રીગુરુદેવ ટ્રેનમા બિરાજ્યા, એટલે ટ્રેન ઉપડી આ વખતે પણ પ્રભુના નામની જયના ઉચ્ચારે સ્ટેશન ગાજી રહ્યું

## પાઠ ૯ મો.

## નિર્મળા બેનની શંકાઓ.

નિર્મળા બેન આનંદભેર કુટુંબ સાથે ઘેર આવ્યાં, તેમણે પોતાની વેણીમા આજે ફૂલની માળા પહેરી હતી, તેથી તે જાણે બાળકુમારિકા રાધાજીના જેવા દીપતા હતા- ફૂલનાં તે બહુ શોખીન હતાં, શ્રી ગુરુદેવે સ્ટેશન પરથી એક ફૂલની માળા નિર્મળા બેનને પોતાના કોટમાથી ઉતારીને આપી હતી, તે તેમણે પોતાની વેણીમા પહેરી હતી આ વખતે તેમની વેણી-માથી સુદર સુગધિ છુટતી હતી, કારણકે માળાજીમા અત્તર પણ છાટેલુ હતું. ફૂલની ને અત્તરની સુગધિ સાથે મળતા તે પ્રસાદી સુગંધિના આનંદથી નિર્મળા બેનનું અતર કઇ ઓર આનદમાં ઘુમતુ હતું

**નિર્મળા બેન**—બા, ત્યા મહારાજશ્રીના આગળ ચરણસ્પર્શ કરતા કરતા દરેક વૈષ્ણવ કોઈ રૂપીઆ, કોઇ અડધા, કોઈ પાવલીઓ કોઈ બે આનીઓ કોઈ આની અને પૈસા પણ મુકતા હતા, આનુ કારણ મને સમજાયું નહિ.

**બા**—બેન નિર્મળા, આપણા ધર્મશાસ્ત્રોમા અને ભગવત શાસ્ત્રોમાં એમ કહેલુ છે કે, શ્રીગુરુજીના દર્શન કરવા તથા દેવનાં દર્શન કરવા જઇએ, ત્યારે કઇને કઇ ભેટ લઈ જવી જોઇએ. ખાલી હાથે એવાં પવિત્ર સ્થળોમા ન જવાય. માટે વૈષ્ણવો શ્રીગુરુદેવના દર્શન કરવા જાય ત્યારે અને મદિરમા જાય, ત્યારે કંઇને કંઇ ભેટ લઇ જાય છે. એવી ફળ, ફૂલ વગેરેની ભેટો પ્રભુપરના પ્રેમનું નિશાન છે, માટે તેવા પ્રભુનાં સ્થળોમાં ખાલી હાથે

જવાય નહિ. શક્તિ પ્રમાણે કંઇને કંઈ પ્રભુને ભેટ માટે લઈ જવું જોઇએ.

નિર્મળા—મા, હું સમજી ગઈ, પણ મને આજ બહુજ આનંદ થાય છે. આજે મને વારંવાર આનંદના ઉમળકા આવે છે, તેનું શું કારણ હશે ?

બા—બેટા, તે આજે પ્રભુ સમાન શ્રીગુરુદેવના ચરણસ્પર્શ કર્યાં. વળી શ્રીગુરુજીએ તને કૃપા કરીને ફૂલની પ્રસાદી માળા આપી. આમ બે મહાન આનંદ આપનાર ફળ તને મળ્યા છે. ગુરુજીજ આનંદના દાતા છે, તેમની કૃપા વડેજ અલૌકિક આનંદ મળી શકે એ કૃપા તારાપર થઇ છે એટલે તને બહુ આનંદ થાય છે શ્રીગુરુદેવના ચરણમાં સર્વ તીર્થોનું ફળ રહેલુ છે તેનુ માહાત્મ્ય અનંત છે. ચરણસ્પર્શદ્વારા તારામા અત્યંત આનંદ આવ્યો છે, વળી કૃપાદૃષ્ટિ વડે પણ તને આનંદનુ દાન કર્યું છે તુ પવિત્ર હોવાથી એ તને જલદી ફળરૂપ થયું, તેથી તને બહુ આનંદ થાય છે

---

## પાઠ ૧૦ મો.

## નિર્મળા બેનનું સ્વપ્ન.

નિર્મળા પોતાના શ્રીગુરુદેવના ચરણસ્પર્શના અને શ્રી ઠાકોરજીએ સવારમાં અલૌકિક દર્શન દીધા હતા, તેના વિચારમાં ને વિચારમા રાત્રે પથારીમાં ઉંઘી ગઇ. બરાબર ઉંઘ આવી, એટલે આ પવિત્ર બાલાને એક સુંદર સ્વપ્ન આવ્યું.

સુંદર શૃંગાર ધારણ કરી જાણે આકાશમાંથી શ્રીકૃષ્ણ એકદમ બગીચામાં ઉતર્યા, ઉતરી અને બગીચામા એક કદમનું ઝાડ હતું તેની નીચે બિરાજ્યા; પછી થોડીવારે ઉઠીને એ પ્રભુએ આ બગીચામાંથી ફૂલ ચુટયા. અને એક વેણીમાં ગુથી શકાય એવી માળા અને કલગી બનાવી. કદમનાં સુગંધિદાર ફૂલ પણ અંદર ગુથ્યા હતાં, પછી ઘેરથી નિર્મળાને પ્રભુએ બોલાવી અને તેની વેણીમાં એ બાળગોપાળે પોતાની શ્રીહસ્તથી માળા ગુંથી હતી, તે ધરી દીધી નિર્મળાની સુંદરતાનો આ વખતે પાર નહોતો, તેના હૃદયમાથી આનંદનો સાગર ઉભરાતો હતો. પછી એક સુંદર વૃક્ષપર હિંચકો બાંધ્યો, અને નિર્મળા બેન અને શ્રીકૃષ્ણ સારી પેઠે ઝુલ્યાં, એક બીજી નાની સખી આ બન્નેને ઝુલાવતી હતી એક હિંચકો એટલો મોટો નાખ્યો કે એકદમ તૂટી પડયો, એટલે હિચકો તુટયાથી વાગવાની બીકે આ બાલા એકદમ ઝબકીને જાગી, અને આનંદભર્યું સ્વપ્ન ઉડી ગયું નિર્મળા ઝબકીને જાગી તેથી પાસે સુતેલી તેની માતા પણ જાગી ઉઠી, અને તેને પૂછવા લાગી બેટા નિર્મળા તું બીની હોય તેમ ઝબકીને કેમ જાગી? નિર્મળાએ ખરતા આંસુએ પોતાનું સ્વપ્ન કહી બતાવ્યું પોતે જે આનંદ લીધે છે, તે સાંભારે અને આંસુ ગાળે. આ વાત સાંભળીને તેની માની આખોમાંથી પણ હરખનાં આસુ નીકળી પડયાં, અને તેને હૃદય સાથે દાબીને, કહ્યુ બેટા, આ સ્વપ્નની વાત કોઈને કહીએ નહિ. પોતાના મનમાં રાખીએ, ને વારવાર યાદ કરીએ તો ખૂબ આનંદ આવે.

આ પ્રમાણે વાતચીત કરી બન્ને મા દીકરી પાછાં સુઇ ગયા.

---

# પાઠ ૧૧ મો.

## એકાદશી.

બીજે દિવસે સવારમા નિર્મળાની માતાએ મેવા વગેરે મગાવ્યું, નારગી, લીલી દ્રાક્ષ, સક્કરજન, અજમેરી બોર, ચીકુ, કેરી દાડમ, વગેરે લીલો મેવો. તથા સુકા અજીર વગેરે સુકો મેવો મગાવ્યો. આ બધુ જોઇ નિર્મળાએ પૂછ્યું, બા, બા, આ આજે આટલો બધો મેવો કેમ આણ્યો? આટલો બધો મેવો કાલે તો નહોતો મગાવ્યો

બા—નિર્મળા, આજે એકાદશી છે જેનાથી થાય તે એકાદશી વ્રત કરે નાના બાળકોથી ભૂખ્યુ ન રહેવાય તેથી તેઓ વ્રત ન કરે, વળી જેને બાળક ધાવનાર હોય તે પણ ન કરે, પણ આપણે ઘેર તો જેનાથી ભૂખ્યું ન રહેવાય, તે ફળાહાર કરીને પણ એકાદશી કરે છે વળી માંદુ હોય તે પણ એકાદશી વ્રત ન કરે. બાકી શરીરે તદુરસ્ત અને ભાવિક વૈષ્ણવે એકાદશી વ્રત કરવું જોઇએ. આજે એકાદશી હોવાથી આ સૌ ફળાહાર માટે મગાવ્યું છે. શ્રી ઠાકોરજી એ મેવો આરોગશે. પછી જેને ફળાહાર કરવો હશે તે કરશે

નિર્મળા—બા, મા, હુએ આજે એકાદશી કરીશ.

મા—બેટા, તારાથી ભૂખ્યું નહિ રહેવાય

નિર્મળા—નહિ રહેવાય તો થોડો ફળાહાર કરીશ.

બા—ત્યારે થોડુ પ્રસાદી દૂધ પણ લેજે, અને મેવો વગેરે લઇ થાય તો એકાદશી વ્રત કરજે, એકાદશી વ્રત કરી પ્રભુમા મન રાખીએ તો ભૂખ તરસ કશું જણાય નહિ.

નિર્મળા—બા એકાદશી શા માટે કરવી ?

મા—આપણું મન શુદ્ધ અને પવિત્ર થાય; બધી ઈંદ્રિયો વશ રહે, અને શાંત થઇ પ્રભુ તરફ વળે, વળી ઈંદ્રિયો વગેરેને આરામ પણ મળે. આ તો અલૌકિક લાભ.

પંદર દિવસે ઉપવાસ કરવાથી જઠર સાફ થાય, અને રોગ ન થાય, બધાં પાચનક્રિયાના સ્થાન શુદ્ધ થાય. એટલે આરોગ્ય જળવાય. એટલું યાદ રાખવુ કે, એકાદશી કરીને ખૂબ ફળાહાર ન કરવો, ભૂખે ન રહેવાય તોજ ફળાહાર કરવો.

નિર્મળા—બા, તમારૂ કહેવું હું સમજી, હું હવે હમેંશા એકાદશી કરીશ.

---

## પાઠ ૧૨ મો.

## પ્રભુનું પારણું.

### દોહરા.

પારણીએ પોઢયા રૂડે, જો આ સુંદર શ્યામ,
ઝુલાવે હોંશે કરી, વૈષ્ણવ આ ધરી હામ.
હરખીને દર્શન કરે, આ સૌ આવે જેહ,
દીન થઈ પાયે નમે, દંડવત કરતા દેહ.
પ્રભુ ઝુલે છે પારણે, ગાદી ફૂલની સરસ.
સુગંધિ સઘળે ઉડે, ગાયે પ્રભુનો જશ.
મંદિર લાગે મીઠડું, જઇએ રોજે ખાસ;
કિંકરનું એ કામ છે, બનીએ પ્રભુના દાસ.

## પાઠ ૧૩ મો.

### જયશ્રીકૃષ્ણ.

નિર્મળા—બા, આ શું સંભળાય છે?

બા—બેટા નિર્મળા, એ સરઘસ છે. જોને ઘાંટાપાડી પાડીને પામર મનુષ્યોની જય બોલે છે જય તો પ્રભુનાજ બોલાય. પામર મનુષ્યોની જય બોલવાથી કશો લાભ થતો નથી, ઉલટું નુકશાન થાય છે, કારણ કે પ્રભુજી એથી રિસાય છે. અજ્ઞાનીઓ પ્રભુ સિવાય બીજાની જય બોલે છે. શ્રીકૃષ્ણ પણ અર્જુનને કહે છે કે, જેઓ અજ્ઞાની છે, તેઓજ મને મુકીને બીજાને ભજે છે. શ્રીકૃષ્ણ પોતે આમ કહે છે, તો એવો કોણ હોય કે પ્રભુ વગર બીજાની જય બોલે!!! પ્રભુની જયમાં સૌ દેવોનો અને આખા વિશ્વનો પણ જય છે. મૂળમા પાણી છાટવાથી જેમ ડાળાં, પાંદડા, ફળ, ફૂલ વગેરેને એ જળથી પોષણ મળે છે, તેમ સૌ દેવો અને સર્વ પ્રાણી માત્રના મૂળ પ્રભુ છે, તે પ્રભુની જય બોલવાથી એ સર્વેનુ કલ્યાણ થાય છે.

નિર્મળા—બા, ત્યારે આપણે શું બોલવુ?

બા—આપણે તો "જય શ્રીકૃષ્ણ" બોલીએ કોઈ પણ ભક્ત વા વૈષ્ણવ સામે મળે તો બે હાથ જોડી "જય શ્રીકૃષ્ણ" કહીએ. સવારમા પથારીમાંથી ઉઠતા પણ "જય શ્રીકૃષ્ણ" જે પાસે હોય તેને બે હાથ જોડીને કહીએ, દીવો કરીને પણ તરતજ "જય શ્રીકૃષ્ણ" કહીએ તિલક ધારણ કરનાર માત્રને આપણો જય શ્રીકૃષ્ણ કરવાનો ધર્મ છે.

પ્રભુના ભક્તને જોઇને ઉમળકાથી જય શ્રીકૃષ્ણ કહેવાજ જોઇએ.

નિર્મળા—બા, તમારૂં કહેવું હું સમજી ગઈ હુ તો જય શ્રીકૃષ્ણ કહુ છું, પણ સાભરે તો કહું છુ હવે તો યાદ રાખી વૈષ્ણવ માત્રને જય શ્રીકૃષ્ણ કહીશ. નિશાળમાં ભણવા જઇએ, ત્યાં કોઇ વૈષ્ણવ હોય તો તેને "જય શ્રીકૃષ્ણ" થાય કે નહિ ?

બા—થાય, શા માટે નહિ ? ગમે ત્યા ગમે તે જ્ઞાતિનો પણ જો વૈષ્ણવ હોય તો તેને હર્ષથી ભગવત્સ્મરણ થાય.



## પાઠ ૧૪ મો.

### ભાઈઓ.

નિર્મળા—બા, આપણે તે દિવસે ગુરુદેવના દર્શન કરવા ગયાં હતાં, મારા બાપાજી પણ ફૂલની માળા અને કલગી લઇને આવ્યા હતા, સુંદર મેવાનો કડીઓ પણ પ્રભુને માટે સમર્પણ કર્યો હતો તે દિવસે ભાઇઓમાથી કોઇ દર્શન કરવા કેમ ન આવ્યા ? બા, બા, શુ એમના ગુરુ એ નહિ ?

બા—બેટા, એમના ગુરુ પણ એજ છે, એમણે બ્રહ્મ સંબંધ પણ એમની પાસેજ લીધાં છે, પણ એમણે પશ્ચિમની સ ગથી કેળવણી લેવા માંડી છે, એટલે આવી બાબતોમાં

શ્રદ્ધા એમને નથી ચોંટતી. જોને તારા બાપુ પ્રભુપર કેટલા બધા શ્રદ્ધાળુ છે? તેમનો છાંટોય તારા ભાઇઓમાં નથી વળી તું બહુજ પવિત્ર અને પ્રભુ પ્રત્યેના પ્રેમવાળી છે, તું અને તારા ભાઇઓ મારા ખોળામા ઉછરીને મોટા થયાં છો, પણ તમારામાં કેટલો ફેર છે?

નિર્મળા—બા, ત્યારે બધા ભાઇઓ નીતિમાન તો બહુજ છે, કોઈ કદી જુઠું બોલતા નથી, લડતા નથી, નિશાળમા પણ બહુ ભણે છે, વળી નિશાળમાં પણ તેમનું વર્તન સારૂં છે મારા બાપાજી પર ને તમારા પર પણ તેમને બહુ વહાલ છે તમને તથા મારા બાપાજીને મારી પેઠેજ રોજ પગે લાગે છે

બા—બધી વાત ખરી, પણ પ્રભુની ભક્તિ વગરની નીતિ શા કામની? માણસ ગમે તેવો પવિત્ર આચારવાળો અને નીતિમાન હોય પણ જો પ્રભુ પર તેનો પ્રેમ ન હોય તો તે નકામો છે. ઘણો સુંદર બંગલો હોય પણ તેમા જો કોઇ રહેતુ ન હોય તો તે નકામો છે, તેમ આ શરીર-રૂપી બંગલો ગમે તેટલો શુદ્ધ હોય પણ તેના હૃદયમા પ્રેમરૂપે પ્રભુ ન બિરાજતા હોય તો કશા કામનો નહિ જોને, તે દિવસે આપણે બધાં દર્શન કરવા ગયાં, પણ તારા ભાઇઓ કોઇ આવ્યા નહિ. ગુરુ પર જેમની પ્રીતિ નથી તેમને ભક્તિ પ્રાપ્ત થતી નથી. હવે તો શ્રીવલ્લભાધીશ કૃપા કરે તો તેમનામા ભક્તિ ભાવ આવે.

# પાઠ ૧૫ મો.

## નિર્મળાની નિશાળ.

નિર્મળા બેન જ્યારે નિશાળે જતાં ત્યારે વર્ગમાં પેસતાજ તેમના વર્ગનુ વાતાવરણ ફરી જતુ તે હમેશા નિયમિત નિશાળે જાય. રસ્તામાં જતાં પણ શાંતિથી સીધાં નિશાળે જાય, રસ્તામા કોઇની સાથે વાત સરખીએ કરે નહિ. નિશાળમા જઇને પણ શાંતિથી પોતાને નબરે બેસે, બેસીને પોતાના પાઠ વાંચવા મડી પડે તેમનુ વર્તન અને પવિત્રતા એટલી બધી સારી હતી કે, નિશાળની દરેક બાલા તેમના પર પ્રેમ રાખતી, સ્વચ્છ કપડાં, મીઠી વાણી રૂપાળો ચહેરો અને સારી આવડ એ સર્વ બધાંની પ્રીતિના કારણરૂપ હતું બધા કરતાં તેમનું પવિત્ર અને સુદર વર્તન વધારે વહાલુ લાગે એવુ હતુ.

નિશાળનાં મહેતીજી પણ નિર્મળા પર બહુજ સ્નેહ રાખતાં. નિર્મળા બેનનો પ્રેમ પણ બધાં પર તેવોજ રહેતો. મહેતીજીની કોઇ પણ આજ્ઞા નિર્મળા બેન તરતજ ઉઠાવતા. કોઈ છોકરીને ન આવડે તો તરતજ તેને શીખવતાં, અને કોઈ ન આવડતી બાબત પોતે પણ શીખી લેતાં. વર્ગમાં તેમનો નંબર હંમેશા પહેલો રહેતો. કદી કોઇને પોતાનામાં હિસાબ જોવા દે નહિ, અને પોતે પણ જુએ નહિ એ તો એમજ કહેતાં કે, જો હિસાબ કે બીજું કઇ કોઈનામાં જોઇને છાનામાના લખીએ તો પ્રભુ તો જુએ છે, માટે પાપ લાગે, ને પ્રભુ રિસાઈ જાય. કોઇને જોવા દઇએ

તો પણ પાપ લાગે. ન આવડે તો બીજા પાસે શીખી લઈએ, એટલે ફરી પણ આવડે. જો વર્ગમાં કોઈ ચોરી કરે તો તરતજ નિર્મળા પોતાના શિક્ષકને કહી દેતાં. મહેતાજી પણ એમજ કહેતાં કે નિર્મળા જેવી પવિત્ર બાલા મેં મારી જિંદગીમાં જોઈ નથી. જ્યા ને ત્યા સર્વે નિર્મળા બેનનાં વખાણ કરતું, ઘરમાં વર્તન તો એટલું બધું સરસ હતું કે, ઘરમાં સર્વ તેમના પર ખુશ ખુશ રહેતા

---

## પાઠ ૧૬ મો.

## શ્રીરાધાજીની ઢીંગલી. ભા. ૧.

બા—નિર્મળા બેન, આવો, એક વાત કહુ, બહુ સુદર છે

નિર્મળા—બા, બા, કહો જોઇએ, નિર્મળા હસતી હસતી માતા પાસે બેઠી ગઈ.

બા—જો સાંભળ, શ્રીરાધાજી અને લલિતાજી કરી બે બહુ સ્નેહાળ સખીઓ હતી, બન્ને સાથે ને સાથે રમે. તેમાં શ્રીરાધાજીની પ્રભુ પર બહુજ પ્રીતિ હતી આથી લલિતાજીનો શ્રીરાધાજી ઉપર બહુ પૂજ્ય ભાવ હતો.

એક દિવસ આ બેઉ સખીઓ ઢીગલીની રમત રમવા બેઠાં, શ્રીરાધાજીએ બનાવી ઢીંગલી અને લલિતાજીએ બનાવ્યો ઢીંગલો. પછી બન્નેને શણગાર પહેરાવ્યા. ફૂલની સુંદર માળાઓ પહેરાવી, અત્તર, તેલ, ફુલેલ વગેરે છાંટયું, વળી થોડાં મેવા મિઠાઇ પણ ઘેરથી આણ્યાં હતાં. આ

બેઉ સખીઓને આજે ઢીંગલા ઢીંગલીની રમત રમવી હતી, બન્નેને પરણાવવાં હતાં. આથી પરણી ઉઠયા પછી મેવો વગેરે આ વરઘોડીઆંને[1] આરોગાવવાને આણ્યો હતો. રાધાજીનો અતિશય પ્રેમ શ્રીકૃષ્ણ ભગવાન પર હતો, આ વાત લલિતાજી જાણતાં હતાં. શ્રીકૃષ્ણ અને રાધાજીની ઉંમર બહુજ નાની હતી. આથી લલિતાજીને જરા ગમ્મત કરવાનુ મન થયું. લલિતાજીએ કહ્યું કે હે સખી, આ મારી પાસે શ્રીકૃષ્ણ છે, અને તારી પાસે શ્રીરાધાજી છે. મારો ઢીંગલો તે કાનજી અને તારી ઢીંગલી તે શ્રીરાધાજી. બેને એક બીજા પ્રત્યે બહુ પ્રેમ છે, માટે આપણે પરણાવીએ. આ વાત સાંભળી શ્રીરાધાજી મનમાં તો જરા શરમાયાં, પણ શરમાઇશ તો વળી વધારે બોલશે, એમ જાણી ધીમેથી બોલ્યાં, બેન લલિતા, એ શ્રીકૃષ્ણ કોણ છે, અને ક્યાં છે? હું તો ઓળખતીએ નથી. લલિતાજીએ કહ્યું, ઓળખાય નહી પણ રમાય ખરૂં. શ્રી રાધાજીએ કહ્યુ, લલિતા, તારે મને એવું ન કહેવું. એ શ્રીકૃષ્ણ કોણ હશે, આપણે કોણ છીએ? કહી એવું તારે બોલવું નહિ, જો બોલીશ તો મારે તારે તકરાર થશે આટલી વાત કહી નિર્મળાને તેની માએ કહ્યું હવે અધુરી વાત કાલે કહીશ. નિર્મળા કહે છે કે બા, મને તો હવે પુરી વાત સાભળ્યા વગર રહેવાશે નહિ.



---

૧. પરણનાર સ્ત્રીપુરૂષ વરઘોડીયાં કહેવાય.

## પાઠ ૧૭ મો.

## શ્રીરાધાજીની ઢીંગલી. ભા. ૨.

બીજે દિવસે નિર્મળા દોડતી આવીને બોલી, બા, બા કાલવાળી અધુરી વાત કહો. કાલનો મારો જીવ એ વાતમાં ને વાતમાં છે. કાલે નિશાળે ગઈ ત્યારે રસ્તામા આ વાતનો વિચાર આવવાથી હું નિશાળનો રસ્તો પણ ભૂલી ગઇ.

બા—સાંભળ આવી રીતે બન્ને સખીઓ વિનોદ કરતી હતી, તેવામાં ત્યાં આગળ શ્રીરાધાજીના ભાઈ શ્રીદામા રમતા રમતા આવી પહોંચ્યા. પોતાની બેન શ્રીરાધા બહુજ પવિત્ર અને પ્રેમાળ હોવાથી શ્રીદામાની પ્રીતિ પણ પોતાની બેનના પર બહુ હતી. બેન શ્રીરાધાજી પણ શ્રીદામાજી પર બહુ પ્રીતિ રાખતા. બન્ને ભાઇ બેન જોડે જમે, અને જોડે રમે. આ વખતે થતી બેઉ સખીઓની વાત કેટલીક છાના ઉભા રહી આ શ્રીદામાએ સાભળી, એટલે તેમણે આ ઢીગલા ઢીગલી જરા આનદને માટે છુપાવવાનો વિચાર કર્યો. શ્રીરાધાજી તથા શ્રીલલિતાજી બન્ને એક બીજા સાથે ટપ્પાટપ્પી કરતાં હતાં, તે બધું શ્રીદામાએ જોયું. છેવટે લલિતાજીએ કહ્યું કે બેન રાધા, તું ખોટુ ન લગાડીશ. હું તારાપર નથી કહેતી, પણ સામાન્ય નામ આ ઢીગલા ઢીંગલીનાં પાડુ છું. આ સાંભળી શ્રીરાધાજીને આનદ થયો. પછી બન્ને ઢીંગલા ઢીંગલી ત્યાં મુકી તરસ લાગી હતી, એટલે જળ પીવાં અંદર ગયાં. આ

શાલ જોઈ શ્રીદામાએ બન્ને ઢીંગલીઓ સંતાડી દીધી. બેઉ સખીઓ આવીને જુએ છે તો ઢીંગલીએ નહિ, ને ઢીંગલાએ નહિ. આજુબાજુ તપાસ કરતાં શ્રીદામાને જોયા, ખાત્રી થઈ કે તેમણેજ ઢીંગલા ઢીંગલી સંતાડયાં છે. રાધાજી રડતા રડતા પોતાના માતા કીર્તિજી પાસે આવ્યા, અને બોલ્યા. મૈયા—મારી ઢીંગલી આ શ્રીદામાજીએ સંતાડી છે, અને આપતા નથી

કીર્તિજીને શ્રીરાધા બહુ પવિત્ર અને રૂપાળાં હોવાથી બહુજ વહાલા હતા, તરતજ શ્રીદામાને બોલાવી ને કહ્યું. બેટા, શ્રીદામા, તે શ્રીરાધા બેનની ઢીંગલીઓ કેમ સંતાડી છે? આપી દે

**શ્રીદામા**—મૈયા, હુ તો જાણુતોજ નથી. મારે માથે જુઠુ આળ ચઢાવે છે.

**શ્રીરાધા**—ના બા, એમણે લીધી છે, બીજુ કોઈ ત્યાં હતું નહિ

આ સાભળી શ્રીદામા હસ્યા, એટલે કીર્તિજીને વહેમ પડયો અને સમજાવીને ઢીંગલીઓ પાછી અપાવવાનો નિશ્ચય કર્યો.

**શ્રીદામા**—મૈયા, હું આ પીસુડી વગાડું અને શ્રીરાધા બેન રમત રમે, તો ઢીગલા ઢીંગલી આપુ.

**શ્રીરાધા**—(હસતાં હસતા આસુ સાફ કરી) એમાં શુ? તમે વાજુ વગાડજો, અમે રમત રમીશુ.

પછી શ્રીદામાએ ઢીંગલીઓ પાછી આપી એટલે ત્રણે ખૂબ રમ્યા શ્રીદામા વાજાંવાળાની પેઠે દૂર બેસી સીસોટી

વગાડતા હતા, ને લલિતાજી અને શ્રીરાધાજી ઢીંગલા ઢીંગલીને પરણાવતાં હતાં રમત રમી રહ્યા પછી લલિતાજીએ કહ્યું બેન રાધા, આજે રમતમા બહુજ મઝા પડી

---

## પાઠ ૧૮ મો.

## રૂપાળુ ધોળ.

નિર્મળા બેન અને તેની બા પ્રભુને માટે સામગ્રી તૈયાર કરવા બેઠા, આ વખતે બાએ કહ્યું નિર્મળા, આજે એક શ્રીકૃષ્ણની લીલાઓનું રૂપાળા રાગનું ધોળ તારે શીખવુ હોય તો શીખવુ.

નિર્મળા—બા, બા, હુ મોઢે તેવું બહુ રસિક ધોળ હશે તો ચોપડીમા જોઇને પણ કરીશ. તમે મને રાગ શીખવો

બા—શુ રસ ધોળ છે? નિર્મળા તું તો બોલતા બોલતાં આનદમા આવી આસુ ખેરવશે

નિર્મળા—બા, ત્યારે જલદી મને શીખવોને.

બા—સાંભળ, હુ બોલું પછી માથે તું બોલજે, એટલે રાગની ઢબ આવડી જશે.

—ધોળ—

નાના સરખા શ્રીનાથજી, નાના નાના રે હાથ,
નાની લકુટીઓ કરગ્રહી, સુંદર દીસો છો પ્રાણનાથ—નાના. ૧
નાના સરખા ગોવાળીઆ, નાની સરખીરે ગાય,
માથે શીંગડારે શોભતી, ગોધેન ચારવાને જાય—નાના. ૨

નાની બંસીરે કર ગ્રહી, હર્યાં ગોપીઓનાં મન,
રૂડો નંદજીનો લાડીલો રૂડુ શ્રીવૃંદાવન—નાના. ૩
નાની સરખીરે મોજડી, નાના સરખા છે પાય,
પાયે રણુઝણ ઘુઘરી, અણુવટ વીછુવા સાર—નાના. ૪
પ્રભુજીના મુખપર મોરલી, વાગી વેણુ રસાળ,
શબ્દે મોહ્યારે ગોપિકા, રોતાં મેલ્યા છે બાળ—નાના ૫
કાલિંદીનેરે કાંઠડે, ઉભા વગાડો છો વેણુ,
જાવા દોનોરે જાદવા, કે વ્રજમા થાશે પોકાર—નાના. ૬
આગળી સાહીને હરિ તાણુશો, પ્રભુ મારૂં ધ્રુજે છે અંગ,
સઘળી ગોપિકા આવશે; તમને ઘેરશે મહારાજ—નાના ૭
કે બંસીબટના ચોકમા, ઉભા વગાડો છે વેણુ,
માધવદાસની વિનતિ, આપો શ્રીવૃજમાં વાસ—નાના ૮

આ આખુ ધોળ નિર્મળા બેનને બોલાવ્યું, નિર્મળા બેન તો હરખ ભેર બોલતા જાય ને ખૂબ આનંદ આપવાથી પ્રભુની સામગ્રીનું કાર્ય પણ ભુલી જાય. કેટલીક વાર તો હર્ષના આસુ ગરી પડે

નિર્મળા—બા, આ ધોળ તો બહુ સુન્દર છે, મારાથી તો બોલી પણ શકાતું નથી. જોને આનંદને લીધે આ સામગ્રી પણ સિદ્ધ કરવાનુ ભુલી ગઈ. જો આ તુવેરના લીલવા ફોલેલા છોડામાં મુકી દેવાયા અને છોડા લીલવામા નખાઈ ગયાં.

બા—બેટા, આનંદની વાત એવી છે પ્રભુના આનંદમા બધુ ભુલી જવાય એ આનંદજ એવો છે.

———

## પાઠ ૧૯ મો.

## કેળાંના છોડાં બહુ ભાવ્યાં!!!

નિર્મળા—બા, તમે કહો છો કે, સેવામાં અપરાધ પડે તો પ્રભુજી રિસાય, તુવેરના લીલવા છોડામાં નાખાઇ ગયા, ત્યારે એ અપરાધથી પ્રભુ મારા પર રીસાશે નહિ?

બા—ના, બેટા નહિ રિસાય કારણકે, જો દુનીઆના લોક વહેવારના કામથી તારાથી સેવામાં ભૂલ થાય તો પ્રભુજી રિસાય, આ તો પ્રભુની રસિક વાતોથી એમ થયું. વળી અપરાધ શાનો? કારણકે લીલવા હતા તે તરતજ વીણી લીધા હતા. ભગવાન ઉલટા આવા તેમના પ્રત્યેના પ્રેમથી તો રાજી થાય છે સાભળ એવી એક વાત કહું.

નિર્મળા (તો આનંદ આવીને)—બા, કહો જોઇએ

બા—હસ્તિનાપુર કરીને એક શહેર હતું, તેમા વિદુરજી કરીને એક બહુ પવિત્ર ભક્ત રહેતા હતા તેમને ઘેર એકવાર શ્રીભગવાન પધાર્યા આ વખતે વિદુરજીના સ્ત્રી ઘરમા નહાતા હતા. પ્રભુને નિરખતાજ કપડા પહેરવાનું ભાન ભુલી ગયા, ને ભીના ને ભીના આવકાર આપવા દોડયા શરીરનું પણ ભાન પણ ન રહ્યું પછી પ્રભુએ કહ્યું કે, તમે કપડાં તો પહેરો, આ વાત સાભળતા તેમને ભાન આવ્યું કે, મે કપડા પહેર્યાં નથી પ્રભુ આટલો બધો પ્રેમ જોઇ રાજી રાજી થઇ ગયા

હવે કપડા પહેર્યાં, એટલે પ્રભુને ભૂખ લાગી હતી, તેથી કઇ ખાવાનું માગ્યું ઘરમા તો કશું મળે નહિ,

તેથી પાડોશીને ત્યાંથી કેળાં માગી આણ્યા. પછી વિદુરજીનાં પત્ની પ્રભુને કેળા આરોગાવવા બેઠા, પણ પ્રભુનું રૂપ જોઇને પ્રેમમા કશીજ ખબર ન રહી, અને તેથી કેળુ ખાવાનું (ગર્ભ) ફેંકી દે, ને છોડુ પ્રભુને આપે. છોડાં ફેંકી દેવાનાં ને ગર્ભ ખાવાનો, તેને બદલે ગર્ભ ફેંકી દે, અને છોડા ખવરાવે ! પણ આનું કારણ પ્રભુ પરનો પ્રેમ હતુ, આથી પ્રભુ મનમા મલકાતા જાય, ને છોડાં આરોગતા જાય પ્રભુના આનદનો પાર ન રહ્યો. પોતા પ્રત્યેના પ્રેમમા ભક્તો કાઇ ભુલી જાય તો ઉલટુ પ્રભુ ખુશ ખુશ થઈ જાય છે એ અપરાધ નહિ પણ ઉલટો ગુણ માને છે પછી થોડી વારે વિદુરજીના પત્નીને ખબર પડી, તેથી પેલો ગર્ભ ફેંકી દીધેલો આપવાનો વિચાર કરવા લાગ્યાં, પણ પ્રભુએ ના પાડી અને કહ્યુ, "તમારા આપેલા કેળાંના છોડામા મને જેવો સ્વાદ પડયો, તેવો સ્વાદ મને આજ સુધી કોઇ વસ્તુમા નથી પડયો. હવે હું ધરાયો છું" જો બેન નિર્મળા, પ્રભુ તો આવા દયાળુ છે. ભક્તના અપરાધને સમયે ગુણ ગણે છે, માટે તારો અપરાધ નથી પડયો. પણ એટલું યાદ રાખવું કે, સેવા વખતે આડે અવળે લોકવહેવારમા ચિત્ત પેસી જાય અને તેથી અપરાધ પડે, તો પ્રભુ રિસાઈ જાય આ સબધી એક વાત તને કહીશ. આ વાત હવે ભુલીશ નહિ. બરાબર યાદ રાખજે.

નિર્મળા—બા, નહિ ભુલું પ્રભુ પરના પ્રેમથી જો કઇ ભુલ થાય તો પ્રભુ રિસાતા નથી, પણ ખુશી થાય છે, એ વાત હું બરાબર સમજી ગઇ.

---

## પાઠ ૨૦ મો.

## શ્રીજશોદાજીનો અપરાધ.

બા—નિર્મળા બેન, લે આ દાડમનો મેવો તું સિદ્ધ કર. અને હું ફૂલનાં માળાજી કરૂ પણ મેવો સારી રીતે સિદ્ધ કરજે અંદર રાતી દાણો આવે નહિ ચોકખા બીઆંજ રહે તેમ કરજે

નિર્મળા—એ તો હુ કરૂ છુ, પણ કાલવાળી વાત કહોને કાલે તમે સેવામા અપરાધ સબંધી વાત કહી હતી, તે મારે સાભળવી છે.

બા—બેન, તુ વાતમા એવી લીન થઈ જાય છે કે, બીજી સેવામાં ચુક આવે છે, પણ સાવધાનતા રાખીએ. જો હું વાત કહું છું, પણ કશી ભુલ આવે છે? આપણે તો બધાં સાધનોને સેવામાં કામે લગાડીએ. હાથે ટહેલ કરીએ, આંખે દર્શન કરીએ, જીભે જપ કરીએ, કાને કથા સાભળીએ. મનથી પ્રભુની લીલાઓ વિચારીએ, ભાવો વિચારીએ, આમ બધી ઇંદ્રિયો સુદ્ધાં આપણે સેવામા રહેવું જોઇએ

નિર્મળા—પણ બા, હું તો એકજ વસ્તુમાં બરાબર ચિત્ત રાખી શકુ છું, એટલે શું કરૂં?

બા—ભલે, ધીમે ધીમે બધું થશે, આજે તો સાંભળ, એકવાર જશોદા માતા શ્રીકૃષ્ણને ધવરાવતાં હતાં. પ્રભુ આનંદથી ધાવતા હતા. પ્રભુ પુરા ધરાયા નહિ, એટલામાં ગામના કોઇ સંબંધીઓ શ્રીપ્રભુની ખબર જોવા અને જશોદાજીને મળવા આવી પહોંચ્યા. હવે જશોદા તો પ્રભુને ધાવતા વછોડીને તેમને માન આપવા મંડી પડયાં, વિવેક કરવા

લાગ્યા આ વખતે જશોદાજીના મનમાં એમ આવ્યું હતુ કે, જો આ લોકની બરાબર ખાતર કરીશ, તો માગ જશ ગાશે, ને જો નહિ કરૂં તો નિંદા કરશે આમ જશ અપજશમા મન પેઠી જવાથી પ્રભુને ધાવના વછોડયા આથી પ્રભુને ખૂબ રીસ ચઢી ને રિસાઈને રડવા લાગ્યા, એટલા બધા રડવા લાગ્યા કે જસોદાજીને પેલા આવેલા સ બધીઓની ખાતર અધવચ પડતી મુકી પ્રભુને લેવા પડયા આમ જશોદાજીએ જશનો આશરો કર્યો, તે પ્રભુએ રડીને પણ છોડાવ્યો. આમ જો કોઈ પ્રકારની લાલચથી પ્રભુની સેવામા અપરાધ પડે, અથવા કોઇનો વિવેક સાચવવામા અપરાધ પડે, તો પ્રભુ રિસાય છે, ને સજા કરે છે, પ્રભુ સિવાય બીજી કોઇ બાબતમાં ચિત્ત જવું એજ અન્યાશ્રય છે અન્યાશ્રય પ્રભુને બીલકુલ ગમતો નથી. માટે આશરો એક પ્રભુનોજ રાખવો. પ્રભુની વાર્તા ને પ્રભુની સેવા વગર બીજામાં ચિત્ત કદી જવા દેવું નહિ.

---

## પાઠ ૨૧ મો.

### આશ્રય.

નિર્મળા—બા, તમે તે દિવસે કહ્યું હતું કે, આશરો એક પ્રભુનો રાખવો, આમા હું કઈ સમજી નહિ.

બા—નિર્મળા, આશ્રયનો અર્થ શરણ અથવા આધાર પણ થાય. પ્રભુ વગર બીજા કોઇની આશા કશી બાબતમાંન

રાખવી એનું નામ પ્રભુનો દૃઢ આશરો કહેવાય. પ્રભુજ મારૂં ભલું કરનાર છે, પ્રભુજ મને સુખ આપનાર છે એવો દૃઢ વિશ્વાસ રાખીએ તે પ્રભુનો આશ્રય કહેવાય. આપણે બારણે ગાય માતા બાંધેલા છે, તેમને કોઈ મારવા આવે તો તું શુ કરે ?

નિર્મળા—બા, હુ તો અડવા પણ ન દઉં, આપણી ગાયને અડી પણ કોણ શકે ? એ તો આપણી ગાય માતા છે

બા—ત્યારે જેવી રીતે આ ગાય માતા આપણે ખીલે બાંધી આપણે તેમનું રક્ષણ કરીએ છીએ, તેવી રીતે આપણે પ્રભુના બની જઈએ, તો પ્રભુ આપણું રક્ષણ કરે એ ગાય માતા આપણા બની ગયા છે, તેથી આપણે તેમને ઘાસ નાખીએ છીએ, પાણી પાઇએ છીએ, દાણા પણ ખવરાવીએ છીએ, નીચે સ્વચ્છતા રાખીએ છીએ, કોઇ ગમે તેનાથી રક્ષણ પણ કરીએ છીએ, એવી રીતે આપણે જો પ્રભુના બની જઈએ, તો પ્રભુ આપણું સર્વ રીતે રક્ષણ કરે. પ્રભુના ખોળામાં આપણે માથુ મુકી દઇએ, તો પછી એ મસ્તક અભય રહે, પ્રભુ કરતા કોણ મોટો છે કે તેની બીક પ્રભુના ભક્તને રહે ?

નિર્મળા—પણ બા, હું તો ગાય માતાને પગે લાગુ છુ, કારણ કે એ મને રોજ દૂધ, દહી, માખણ, ઘી તથા છાશ પણ આપે છે ગાય માતા ન હોય તો આપણા પ્રભુ એવું રૂપાળુ ચોકખું દૂધ, ઘી, માખણ, દહીં, છાશ વગેરે ક્યાથી આરોગે ! માટે ગાય માતા તો આપણે રાખવાંજ જોઇએ.

બા—બેટા, તારી વાત ખરી છે. પ્રભુને શરણે જઇને આપણે પણ પ્રભુની સેવા કરીએ, તેથી પ્રભુ ખુશી રહે છે. આ પણે આ ગાય પાળીએ છીએ, તે પણ પ્રભુના સુખને માટેજ. કારણ કે પ્રભુજી રોજ એથી તાજુ માખણ આરોગે છે રૂપાળુ ચોકખુ દૂધ ને ચોકખુ દહી આરોગે છે વળી ઘી પણ સામગ્રીમા હમેશાં ઉપયોગમા આવે છે

નિર્મળા—બા, ત્યારે એવું શરણ મને પ્રભુનું ક્યારે થશે?

બા—એ સબધી વળી ફરી વાતચીત કરીશું.

---

## પાઠ ૨૨ મો.

### મે માળા પહેરી છે.

નિર્મળા—બા, હુ આજે તમારી જોડે સેવા કરવાને સ્નાન કરૂં'

બા—બેટા, તુ હજી નાની છે, એટલે મોટી થાય, ત્યારે સેવ કરજે. આ બીજુ બધુ કરે છે, તે સેવાજ છે

નિર્મળા—પણ બા, તમારી પેઠે હુ પ્રભુના ચરણસ્પર્શ કરૂ શણગાર કરૂં, વાઘા વસ્રો પહેરાવુ, માખણ આરોગાવું. તમે બતાવો એમ સેવા કરૂં મારે બધુ શીખવું પડને?

બા—બેટા. તને હજી બ્રહ્મસબધ નથી કર્યો, એટલે તારાથી પ્રભુને સ્પર્શ ન થાય. બહારની સેવા થાય

નિર્મળા—બા, મે માળા તો પહેરી છે; તમે તે દિવસે કહેતા હતાં ને કે બ્રહ્મસબંધ કરે ત્યારે માળાજી પહેરાવે.

બા—ખરી વાત છે, તને તો નાની હતી ત્યારે નામ પમાડયું છે, હવે આપણા મહારાજશ્રી અત્રે પધારશે, ત્યારે તને

બ્રહ્મસંબંધ કરાવીશું, ત્યાર પછી તું સેવામા આવજે.

નિર્મળા—બા, નામ પમાડવું એટલે શું ?

બા—નાના બાળકને અષ્ટાક્ષર મંત્ર વડે કોઈ પણ શ્રીગોસ્વામી બાળક કંઠી પહેરાવે તે નામ પમાડયું કહેવાય.

નિર્મળા—બા, તમે મને એવી માળા પહેરાવી હોય એવી મને ખબર નથી.

બા—બેટા, તુ છ માસની હતી, ત્યારે તને નામ પમાડયું હતુ. એટલે શરત શાની હોય ? નામ તો બાળકને નાનપણથીજ પમાડવું જોઈએ.

નિર્મળા—ત્યારે હવે મને બ્રહ્મસંબધ થાય તો મજા પડે મને કોણે માળા પહેરાવી હતી ?

બા—બેટા, આપણા ગુરુદેવ તો શ્રીવલ્લભાચાર્યજી છે, એઓશ્રીએ તને માળા પહેરાવી હતી, હવે ફરી પધારશે, ત્યારે આપણે ઘેર પધરાવીશું, અને તને બ્રહ્મસંબધ પણ કરાવીશુ. તને તે દિવસે શરણની વાત કહી હતી, તે શરણ બ્રહ્મસંબધથી મળે છે

નિર્મળા—બા, ત્યારે હજી મારે તો શરણ બાકી રહ્યુ

બા—હવે થોડા વખતમાં આપણા ગુરુદેવ પધારશે, ત્યારે વળી બ્રહ્મસંબધ લઈ લેજે, એટલે આનંદ થઇ જશે. તે દિવસે ચરણસ્પર્શથી તને કેટલો બધો આનંદ થયો હતો ? આપણા ગુરુદેવમાં બહુજ આનંદ છે. તે શરણાગતને આપે છે.

---

## પાઠ ૨૩ મો.

## હું લલિતા બેનને ઘેર ગઇ હતી.

બા—નિર્મળા, આજે નિશાળેથી મોડી કેમ આવી?

નિર્મળા—બા, આજે હું એક મારી સહીઅરને ઘેર ગઈ હતી, જુઓ, આ પ્રસાદ પણ લાવી છુ બા, બા, મને તો તેમને ત્યાં બહુ નવાઇ લાગી, તેમના ઘરના બધાં માણસો બહુજ વિચિત્ર છે. લલિતા બેન મને રોજ નિશાળમાં "જયશ્રીકૃષ્ણ" કહે છે, અમારે બહુ સારૂ બને છે. તેમણે મને આજે પોતાને ઘેર લઈ જવા આગ્રહ કર્યો, એટલે હું ગઈ, તેથી જરા મોડું થયું. એમને ઘેર પણ પ્રભુ બિરાજે છે, હમેશાં પ્રભુજીની સેવા લલિતા બેનના માતાજી કરે છે હું ગઇ એટલે તરતજ તેમણે મને "આવો નિર્મળા બેન, જયશ્રીકૃષ્ણ" કહીને આદર કર્યો હું કદી પણ એમને ઘેર ગઈ નથી, છતાં મારૂં નામ દઈને મને બોલાવી તેથી આશ્ચર્ય થયું મે પૂછ્યું કે તમે મારૂ નામ શાથી જાણો છો? એટલે તેમણે કહ્યું કે, મારી લલિતા રોજ તમારાં વખાણ કરે છે, ને તમને સભારે છે તેથી મે તેને કહ્યું હતુ કે, તું નિર્મળા બેનને આપણે ઘેર તેડી લાવજે. આ વાતચીત ચાલતી હતી, એટલામાં તેમના ઘરના બધાં નાનાં બાળકો રમતાં રમતા દોડી આવ્યા, તે સર્વેએ મને બે હાથ જોડી "જયશ્રીકૃષ્ણ" કહ્યા. કોઈ પાંચ વર્ષનું કોઈ સાત વર્ષનું કોઇ નવ વર્ષનું એમ બધાં નાનાં હતાં, પણ દરેકના કપાળમાં રૂપાળાં તિલક શોભી રહ્યાં

હતાં. હું તો બહુ નવાઈ પામી ગઇ. ઘરમાં બધે વહાલું લાગે એવું હતું. પછી લલિતાનાં બાએ મને પ્રસાદ આપ્યો, પણ મને શરમ આવી એટલે મે ત્યાં ન લીધો, એટલે પછી ઘેર લાવવા આપ્યો. તે હું લેતી નહોતી, પણ તેમણે કહ્યુ કે પ્રભુનો પ્રસાદ પાછો ન ઠેલાય, એટલે લાવી

બા—બેટા, એવા નાનાં મોટાં બધા પવિત્ર વૈષ્ણવ હોય એવા કુટુંબને તો ધન્ય છે પ્રભુની કૃપા હોય તોજ એવા કુટુંબમા જન્મ મળે.

નિર્મળા—બા, મને તો એ લલિતા બેનની બાનો સ્વભાવ સાંભર સાભર થાય છે મને તો એમના પ્રભુના પણ દર્શન થયા. હું તો પ્રભુના દર્શન કરીને પણ રાજી રાજી થઇ ગઈ.

---

## પાઠ ૨૪ મો.

## શ્રીકૃષ્ણ અને ચંદ્રમા.

નિર્મળા બેન અને તેની બા એક દિવસ પોતાના નાના સરખા બગીચામા સાંજરે એક બાકડા પર બેઠાં હતાં, એવામા ચદ્રમા ઉગ્યો, પૂર્વ તરફ ચદ્રમા જોઇ નિર્મળા બેને પોતાની બાને પૂછ્યું, બા, રોજ આ ચદ્રમા નાનો મોટો હોય છે, ને આજે ગોળ આખો કેમ દેખાય છે?

બા—આજે પૂર્ણિમા છે, એટલે આખો દેખાય છે. પૂર્ણિમાનો ચદ્રમા આખો હોવાથી વધારે રૂપાળો લાગે છે. આ સંબધમાં એક મજાની વાત કહુ, સાંભળ.

નિર્મળા—બા, કહો જોઇએ, આજે ચંદ્રમા આખો છે, ને એવી વાત કહો, એટલે એ વાત કદી ભુલાય નહિ.

બા—એક દિવસ પૂનમના દિવસે પ્રભુ બારણા આગળ પલનામાં પોઢયા હતા, એવામાં પૂનમનો ચાંદો ઉગ્યો, શ્રીકૃષ્ણની નજર એ ચાંદા પર પડી, એટલે રડવા લાગ્યા, અને કહે કે, મા, મારે પેલો ચાંદો રમવો છે, મને આણી આપો, એ મારો દડો છે

જશોદા—બેટા, ચાદો બહુ ઉચે છે, શી રીતે લવાય ? છાના માના સુઈ જાઓ, કાંઇ બીજું રમકડું આપું.

શ્રીકૃષ્ણ—ના, મૈયા, મારે તો એજ રમકડુ જોઈએ, એની જોડે રમવાનું મને બહુ ગમે છે એમ કહી ખૂબ રડવા લાગ્યા. એવામા નદરાયજીએ જાણ્યુ, તે આવી પહોંચ્યા, ખૂબ ફોસલાવ્યા, પણ પ્રભુ છાના રહે નહિ જે પ્રભુ આખા જગતને માયા ચોંટાડી ફોસલાવે છે, તે પ્રભુ કોઇનાથી ફોસલાય ખરા ? આખરે એક થાળી લાવી તેમાં જળ રેડયું, એટલે જળમા ચંદ્રમાનું બિબ દેખાયું, પ્રભુને તે બતાવ્યું, એટલે ખુશી ખુશી થઇ ગયા. જે પ્રભુ કોઈનાથી ન ફોસલાય, તે પ્રભુ ભક્તના પ્રેમથી ફોસલાય છે. ભક્તોને આનદ આપવા પ્રભુ આવી લીલાઓ કરે છે. પછી પ્રભુ ચાંદા જોડે વાતો કરવા લાગ્યા ને જળમાં હાથ નાખી પકડવા લાગ્યા. ચાદો હાથમાં આવે નહિ, એટલે હસવા લાગ્યા, ને જશોદાને કહેવા લાગ્યા કે, મૈયા આ ચાંદો મારાથી બીને સતાઈ જાય છે. ઓ ચાંદા, બહાર આવ આપણે રમીયે, હું તને મારી જોડે રમાડીશ, પજવીશ નહિ. પ્રભુ જળમાં હાથ ઘાલી પકડવા જાય, ત્યારે જળ હાલવાથી ચાંદાનું પ્રતિબિંબ હાલ

હતું, એટલે શ્રીકૃષ્ણે કહ્યું, મૈયા, આ ચાંદો મને જોઇને બીકથી થરથર ધ્રુજે છે, હું કદી કોઇને બીવરાવતો નથી. પણ બધાને આનંદ આપું છું, છતા તે બીને ધ્રુજે છે આ પ્રમાણે પ્રભુ ચંદ્રમા સાથે રમ્યા. તેથી ત્યાર પછી તે શ્રીગોકુલચંદ્ર કહેવાયા.

નિર્મળા--પ્રભુએ ખરા છે, ભકતોને આનંદ આપવા કેવી લીલાઓ કરે છે? મને તો આવી વાર્તાઓ સાંભળીને બહુ આનંદ થાય છે

---

## પાઠ ૨૫ મો.

### શ્રીકૃષ્ણની ચંદ્રલીલા.

#### રાગ ચોપાઈ.

એક દિવસ હરિ પોઢયા બહાર, ઉગ્યો ચંદ્ર ગગન મોઝાર.
દીઠો હરિએ ચાંદો ખાસ, રમવા માટે કીધી આશ.
ઓ મા, આપો ચાંદો મને, એની સાથ રમવાનું ગમે.
જમના તીરે રમવા જઇશ, દડો એહ રમવા લઇ જઈશ
ગોળ ઉજળો ને ચમકતો, આકાશે કેવો મલકતો
દડો ગેડી રમશું અમ માત, આણી આપો એહ વિસાત
બોલ્યા માત જશોદા હસી, માગો વસ્તુ બીજી કશી
ઉંચે ચાંદો નવ પહોંચાય, કેવી રીને એહ લવાય.
પ્રભુજી રડવા લાગ્યા બહુ, ગભરાયા વ્રજવાસી સહુ.
દયામણા થઈ હરજી રડે, હાથ પછાડે મનમા કહે.
આંખે આંસુ વહે ચોધાર, દુઃખનાં આસુ કોણ લોનાર.
માખણ મિસરી મેવા ખાસ, લાવી મુકયા હરિની પાસ

પણ કશાથીએ રીઝે નહિ, રડતા છાના રહે જરી નહિ.
રડતાં ચાંદો ચાંદો વદે, કોઈ ચીજને ના તે બદે.
આણી એક સોનાની થાળ, જળમાંહે રેડયું તત્કાળ
દેખાયો માંહે ત્યાં શશી, દેખાડયો માતાએ હસી.

પ્રીતમજી બહુ ખુશી થયા, જળમાં ચંદ્ર પકડવા ગયા.
નવ આવ્યો ચાંદો હાથમાં, હસી હરિ બોલ્યા સાથમા
એ મા ચાંદો સંતાઇ જાય, પાણીમા ઉંડો ડુબી જાય
આવે તો માખણુ દઉં આજ, લે માખણુ એ રજનીરાજ.

નહિ મારૂ રમાડીશ તને, તુજ સાથે રમવુ ગમે મને.
આવ આવ ઓ ચાંદા આવ, રમવાનો બહુ લઇએ લ્હાવ
ચંદ્ર ઉપર પ્રીતિ બહુ કરી, ગોકુલચંદ્રની નામના ધરી.
નભને શિરે આ છે ચંદ, કિંકર શિરપર શ્રીવ્રજચંદ

---

## પાઠ ૨૬ મો.

### ફૂલની માળા કેમ આવડે ?

બા—નિર્મળા, આજે આવ, લે આ સોયો, આપણે ફૂલની માળાઓ બનાવીએ, તને માળા ગુંથતા હું શીખવુ.

નિર્મળ—બા, આ ઝીણું સુગંધીદાર શાનાં ફૂલ છે ?

બા—આ જુઇ છે, અને આ મોટા ફૂલ ગુલાબ છે. આ તુલસીજીનાં કોમળ પાન પણ માળાજી માટે આણ્યાં છે. આ ગુલાબની પાંદડી અને તુલસીજીનાં પાન થાકમાં ઉપયોગમાં આવશે. લે આ સોયો, હુ જેમ કરૂં તેમજ તું પણ કરજે.

નિર્મળાએ સોયો હાથમાં લીધો. પ્રથમ ગુલાબનાં ફૂલની પાંદડી તથા તુલસીનાં પાનનો થાક બનાવ્યો. પછી એક જુઈનું રૂપાળું નાજુક ફૂલ ઉપર દાંડી ને નીચે ફૂલ રહે તેમ સોયમાં પરોવે, ને જોડે જોડે એક ગુલાબની પાંદડી વાળીને રૂપાળી દેખાય તેમ પરોવે. એમ આખી સોય પરોવાઇ ગઇ તેવીજ રીતે જોઈ જોઇને આખી સોય નિર્મળાએ તૈયાર કરી. પછી દરેકે જુદા જુદા દોરા લઇ તે સોયા પરનાં ફૂલ દોરામાં ઉતાર્યાં, આ કાર્ય પણ નિર્મળાએ પોતાની માનુ જોઈ જોઇને કર્યું, પછી ફરી તેવીજ રીતે ફૂલો વડે સોયો ભરી બીજી તરફ દોરામાં ઉતાર્યા એટલે બન્નેની માળાઓ તૈયાર થઇ નિર્મળા તો માળા જોતી જાય ને મનમા મલકાતી જાય બા, બા, મારી માળા કેવી સુદર થઇ છે ? આજે પ્રભુજી મારી માળા પહેરશે. હુ આનદથી દર્શન કરીશ.

બા—નિર્મળા, બધી જાતની માળાઓ હુ તને શીખવીશ હવે મને એમ થાય છે કે, શ્રીપ્રભુની માળાજીની સેવા તને સોપવી. તને માળાજી કરતા જલદી આવડી જશે.

નિર્મળા—બા, આવી માળાજી તો હવે હુ એકલી પણ કરૂં હવે મને બતાવવું ન પડે.

બા—બેટા. તારા પર પ્રભુની બહુ કૃપા છે, તને સેવા પણ જલદી આવડી જશે કોઇ પણ સેવાનુ કામ તને એકજ વખત બતાવવું પડે છે. શ્રીગુરુદેવે પણ તારી પવિત્રતા પરખી લઇ તે દિવસે સ્ટેશને તનેજ શ્રીઅંગપરની માળા આપી.

નિર્મળા—બા, શ્રીગુરુદેવ એવું શી રીતે જાણી જાય કે આ વધારે પવિત્ર છે ને આ ઓછું ?

બા—બેટા નિર્મળા, ગુરુદેવ તો બધું જાણે છે. મોં પરથી જીવની યોગ્યતા સમજી જાય છે, ને તે પરથી દાન કરે છે ગુરુદેવની શક્તિ તો જે કોઇ ખાસ અંત્યત પ્રીતિ પોતાના ગુરુદેવમા રાખે તે જાણી શકે બેટા, ગુરુદેવ પોતાની શક્તિ યોગ્ય જીવોને બતાવે છે, અયોગ્યને તો પોતે મનુષ્યલીલાજ બતાવે છે આ વાત બહુજ ઝીણી છે, માટે આજે એટલીજ કહું છુ, પણ તું ગુરુદેવમા અનહદ પ્રીતિ રાખીશ, તો તને ભક્તિ જલદી ફળરૂપ થશે

---

## પાઠ ૨૭ મો.

## નિર્મળાનો નિત્ય નિયમ.

આજે નિર્મળા આનંદ ભેર નિશાળે ગયા છે, મન બહુજ પ્રફુલિત છે, કારણ કે પોતાની માળા શ્રીઠાકોરજીએ ધારણ કરી હતી, તેના વિચારનો અને પ્રભુના દર્શનનો આનંદ કઇ ઓર હતો. વળી આજે ઉત્સવ હતો.

મહેતીજી—નિર્મળા બેન, આજે જરા મોડાં થયાં.

નિર્મળા બેન—બેન, આજે અમારો ઉત્સવ હોવાથી જરા મોડુ થયું.

મહેતીજી—આજે શો ઉત્સવ હતો ?

નિર્મળા બેન—આજે અમારા આચાર્ય શ્રીમહાપ્રભુજીનો પ્રાકટય દિવસ છે, તેથી ખૂબ આનંદ થયો. આજે અમારા મંદિરમાં પણ ભારે ધામધુમ છે.

મહેતીજી—બેન નિર્મળા, એ શ્રીઆચાર્યજી મહાપ્રભુજી તે કોણ ?

નિર્મળા—બેન, એતો એક સાક્ષાત્ પ્રભુજ છે પ્રભુ પોતે આચાર્યરૂપે પ્રકટ થઈને જગતના દૈવી પવિત્ર જીવોને ભક્તિનો ને સેવાનો માર્ગ શીખવે છે, એવુ મારા માતાજી એ મને કહ્યુ હતુ આથી વધારે કશું હુ જાણુતી નથી

મહેતીજી—નિર્મળા બેન, જો એમ છે, તો તમારે તેમનું જીવનચરિત્ર જાણવું જોઈએ ટુકી હકીકત પણ આવડવી જોઇએ.

નિર્મળા—બેન, હુ કાલે મારી બાને એ વાત પૂછી લાવીશ

મહેતાજી—બેનો, જુઓ, આ નિર્મળા બેન અત્યત પવિત્ર અને ભક્તિવાળી બાલા છે, તમે બધાં તેમના જેવાં પવિત્ર થાઓ. આ લલિતા બેન પણ નિર્મળા બેન જેવાં છે.

હરિગગા—એ નિર્મળા બેન પોતે ઘર આગળ શી રીતે વર્તે છે તે કહે તો કેવુ સારૂં ? અમે તેમાંથી કઈક શિખામણ લઈએ.

મહેતીજી—નિર્મળા બેન, તમે સવારથી સાંજ સુધી શી રીતે વર્તો છો, તે કહી જાઓ તો સારૂ.

નિર્મળા બેન—હુ સવારમાં વહેલી જાગું છું, પછી બેઠી થઈને પૂર્વ તરફ મો રાખી પ્રભુની સ્તુતિ કરૂં છું પ્રભુનું એક સુંદર ચિત્ર મારા સુવાના સ્થાનમાં ભીંતપર પધરાવેલું છે, તેનાંજ દર્શન મને ઉઠતાં થાય છે. પછી હું શ્રીપ્રભુના જુદાં જુદાં નામ બોલું છું.

મહેતીજી—કયાં નામ બોલો છો તે કહેશો ?

નિર્મળા બેન—હાજી. સાંભળો. શ્રીનાથજી, શ્રીનવનીતપ્રિયાજી, શ્રીમથુરેશજી, શ્રીવિઠ્ઠલનાથજી, શ્રીદ્વારિકાધીશજી, શ્રીગોકુલનાથજી, શ્રીગોકુલચંદ્રમાજી, શ્રીકલ્યાણરાયજી, શ્રીમદનમોહનજી, શ્રીનટવરલાલજી, શ્રીબાળકૃષ્ણજી આ નામ જપ્યા પછી વળી શ્રીવલ્લભાધીશ, શ્રીવિઠ્ઠલેશજી, શ્રીગિરિધરજી, શ્રીગોવિંદરાયજી, શ્રીબાળકૃષ્ણજી, શ્રીગોકુલનાથજી, શ્રીરઘુનાથજી, શ્રીયદુનાથજી, શ્રીઘનશ્યામજી, શ્રીયમુનાજી, શ્રીગુરુદેવ, શ્રીગિરિરાજજી, અને શ્રીદાઉદયાળ. આ પ્રભુનાં જુદાં જુદા નામ હુ હમેશા પથારીમાંથી પગ કાઢતા પહેલા બોલું છુ સાંજે પણ હાથ પગ ધોઇ ચરણામૃત લઇ ઉપર પ્રમાણેનાં નામ બોલી પ્રભુનું ધ્યાન ધરતા ધરતાં ઉંઘી જાઉં છુ આખીરાત એથી બહુ આનંદમાં જાય છે રાત કયાં જાય છે તેની ખબર પડતી નથી સવાર થયે એની મેળે જાગી જવાય છે

હરિગંગા—આટલાં બધા નામ શી રીતે યાદ રહે ?

નિર્મળા બેન—બેન હરિગંગા, તમને નવાઈ લાગે છે, પણ રોજ બોલીએ એટલે મોઢે થઈ જાય.

મહેતીજી—ચાલો, આજે હવે બીજું ભણવાનો વખત થઇ ગયો છે માટે કાલે આગળ વાતચીત કરીશું.



## પાઠ ૨૮ મો.

## શ્રીમહાપ્રભુજી.

નિર્મળા બેન—બા, આજે આપણો ઉત્સવ હતો, આથી મને નિશાળે જતાં જરા મોડું થયું મને મોડું થવાનુ કારણ નિશાળમા પૂછતાં મે ઉત્સવની વાત કરી, આથી મને શ્રીમહાપ્રભુજી કોણ તે સબધી મારાં શિક્ષિકા બેને પૂછયું. મે કહ્યુ તો ખરૂ પણ એ સબધી વધારે વાત મને કહો શ્રીમહાપ્રભુજીએ શું શુ કર્યું તે કહો.

બા—બેટા,એમનું જીવન ચરિત્ર તો બહુજ છે. પણ હુ તને ટુકામા કહુ છુ વિશેષ હકીકત તો તું રોજ સાંજે આપણે ઘેર વાર્તા થાય છે, તે સાંભળે તો મળે

એમનાં માતાનું નામ એલમાગારૂજી અને પિતાનું નામ લક્ષ્મણભટ્ટજી હતું. એમનો જન્મ ચપારણ્ય કરીને એક પવિત્ર સ્થળમા થયો છે એમના પિતા અને માતા કાશી જાત્રા કરવા ગયાં હતાં, ત્યાંથી પાછા આવતા ચપારણ્યમાં શ્રીમહાપ્રભુજીનું પ્રાકટય થયુ પ્રાકટય વખતે જીવ જેવુ ન લાગવાથી ત્યાંજ એ બાળક પડતું મુકી બન્ને પોતાના દેશ તરફ ચાલ્યા અવતારી પુરુષોના પ્રાકટયમાં પણ ચમત્કાર હોય છે, તેમ અહીં પણ બન્યું. આ બાળપ્રભુની આજુબાજુ અગ્નિનું કુંડાળુ થઇ ગયું, અને જાણે અગ્નિ રક્ષણ કરવા લાગ્યો આ બાબતનું સ્વપ્ન તેમના માબાપને આવવાથી તે પાછા આવ્યાં અને જોયું તો અગ્નિ વચ્ચે બાળકનું રમે છે માતાજીએ જઇને બાળકુમારને લઈ લીધા. અગ્નિએ પણ માર્ગ આપ્યો આ બાળકનું રૂપ, વાણી, તેજ વગેરે બધું અલૌકિક

હતું. તેમના કુળમાં સો સોમયાગ યજ્ઞ થવાથી આ પ્રભુ પ્રકટ થયા હતા જેના કુળમાં સો સોમયાગ થાય, તેના કુળમાં પ્રભુ જન્મ લે. આ બાળક નાનપણથી શાસ્ત્રના ને ભક્તિના મોટામોટા વિચાર બધા સબંધીઓને જણાવવા લાગ્યા, આથી તેમનું નામ બાળસરસ્વતી પાડયું તેમને નાના મુકી તેમના પિતા હરિ ગરણ થયા આથી પોતે માતાજીની રજા લઇ તીર્થ યાત્રાને બહાને પુષ્ટિભક્તિમાર્ગ સ્થાપવાનો વિચાર કર્યો પ્રથમ વિજયનગર કરીને એક શહેર છે, તેમાં ભક્તિમાર્ગનું સ્થાપન કર્યું ને બીજા બધા માર્ગોનું ખંડન કર્યું. આવી રીતે પોતે ત્રણ વખત પગે ચાલીને હિંદુસ્તાનની પરિક્રમા કરી પોતે જ્યા જ્યાં વાદવિવાદ થતો, ત્યાં ત્યા ભક્તિમાર્ગનું સ્થાપન કરતા. વળી શ્રીભાગવતજીની સપ્તાહ પણ કરતા પોતે આખા દેશમાં ભક્તિમાર્ગનું સ્થાપન કર્યું બધા રાજાઓ શ્રીમહાપ્રભુજીને શરણે આવ્યા વળી શ્રીઠાકોરજીએ શ્રાવણ સુ ૧૧ ને દિવસે દર્શન દઇ બ્રહ્મસંબધની આજ્ઞા કરી તેથી જીવોને પોતે બ્રહ્મ સબધ કરાવવા લાગ્યા પોતાનો વિચાર લગ્ન કરવાનો નહોતો, પણ પ્રભુએ ફરી દર્શન દઇ આજ્ઞા કરી તેથી અક્કાજી નામે એક પવિત્ર કુમારિકા સાથે લગ્ન કર્યું. આથી તેમને બે કુવર થયા એક શ્રીગોપીનાથજી અને બીજા શ્રીગુસાંઇજી કે શ્રીવિઠ્ઠલ-નાથજી. શ્રીવિઠ્ઠલનાથજી એ શ્રીકૃષ્ણનો અવતાર છે ને શ્રી ગોપીનાથજી બળદેવજીનો અવતાર છે. પોતે પ્રભુની ત્રીજીવાર આજ્ઞા થવાથી બાવન વર્ષની ઉંમરે સ્વધામમાં પધાર્યા. પોતે ભક્તિમાર્ગના ખૂબ ગ્રંથો લખ્યા છે. ગ્રંથોની વાણી મોહ પમાડે એવી અને ટુંકામાં બહુજ અર્થ બતાવનારી છે.

નિર્મળા—બા, હુ કંઇક સમજી, હવે આજે મારાં બેનને નિશાળમાં આ વાત હું કહીશ. મને તે યાદ રહી છે.

બા—બેટા, તને સમજણ પડે એવી રીતે કહી છે. બીજી બહુ વાતો છે વર્ષોનાં વર્ષો પ્રભુની વાતોમા વીતી જાય

---

## પાઠ ૨૯ મો.

## નિર્મળાનું વર્તન.

નિર્મળા બેન આજે શ્રીમહાપ્રભુજીની વાત નિશાળમા કહેવાના ઉમગકામા વહેલા નિશાળે આવ્યાં. મનમા એમ થયા કરે કે જાણે ક્યારે મહેતીજી આવે ને મારા પ્રભુની વાત કહું એટામા મહેતીજી આવ્યાં

મહેતીજી—નિર્મળા બેન, આજે તો કઈ વહેલા વહેલા નિશાળે આવ્યાં છો

નિર્મળા—જો તમે રજા આપો, તો શ્રીમહાપ્રભુજીની વાત કહું

મહેતીજી—કહો બેન

આવી રીતે પોતાના શિક્ષિકાની આજ્ઞા મળતા નિર્મળા બેને શ્રીમહાપ્રભુજીની વાત કહી આ વાત સાંભળી શ્રી મહાપ્રભુજીનું આખુ જીવનચરિત્ર વાંચવાનુ તેમને મન થયું. મૂળ તેઓ હમેશાં રામાયણ, શ્રી ભાગવતજી તથા શ્રીગીતાજીનો અભ્યાસ કરતાં એટલે પવિત્ર તો હતા, પણ પુષ્ટિમાર્ગ સબધી તેમને કઈ પણ જ્ઞાન હતું નહિ, પણ નિર્મળાની અને લલિતાની બધી વાતમાં પવિત્રતા અને

સુલક્ષણતા જોઇ તેમને એમ તો લાગ્યું કે, આ ભક્તિમાર્ગ ઉંચો હોવો જોઇએ, જેના ઘરનાં નાનાં છોકરાં આવાં ધર્મ-વાળાં હોય છે, તો તેનાં માબાપ અને કુટુંબ બહુજ પવિત્ર હોવુ જોઇએ, અને એ ધર્મ પણ એવોજ હોવો જોઇએ, આવા કારણોને લઇને નિર્મળાને ઘેર મોકલી તેની બા પાસેથી શ્રી મહાપ્રભુજીનું જીવનચરિત્ર મંગાવી વાંચ-વાનો વિચાર કર્યો.

શેઠાણી—નિર્મળા બેન, આવતી કાલે આવો ત્યારે શ્રીમહા-પ્રભુજીનું જીવન ચરિત્ર મારે વાંચવા માટે લેતા આવજો. હવે તમે પથારીમાંથી ઉઠયા પછી શું કરો છો, તે કહો.

નિર્મળા—હું પથારીમાંથી ઉઠી શૌચ જાઉં છું, પછી આઠ દશવાર માટીથી બરાબર હાથ પગ ધોઇ દાતણ કરૂં છુ, દાતણ કરી પછી સ્નાન કરૂં છુ. સ્નાન કરી ચાંલ્લો કરી ચરણામૃત લઉં છું. પછી મારા માતાજીને તથા મારા પિતા જીને પગે લાગી જયશ્રીકૃષ્ણ કહી થોડીવાર એકાંતમા બેસી "શ્રીકૃષ્ણ શરણં મમ" આ મંત્રનો જપ કરૂં છું. પછી મારા માતાજીને સેવા સંબંધી કે બીજું કંઇ કામ હોય તો પૂછું છું. મારાં દાદીમા ઘણા વૃદ્ધ હોવાથી તે મોડાં જાગે છે, તેથી તેમને મોડી પગે લાગી આવું છુ. તેમને હુ બહુ વહાલી છું. હમેશાં થોડીવાર પણ મારાં દાદીમાના ચરણ ચાંપવાની સેવા કરૂં છુ, તેઓ પ્રસન્ન થઇ હમેશા આશીર્વાદ આપે છે. વળી આ વૃદ્ધ દાદીમાની બીજી જળ પાવા વગેરેની સેવા પણ હુ જ કરૂં છુ, તેઓ હમેશા પ્રભુના નામની માળાજ ફેરવ્યા કરે છે.

પ્રભુની સેવામાં જે જે બતાવે છે, તે તે હુ આનંદથી કરૂ છુ, મને તેમા બહુજ મજા પડે છે પછી અમે મંદિરમ પણ પ્રભુના દર્શન કરવા જઇએ છીએ અમારા ઘરની સેવા પૂરી કર્યા પછી મંદિરમા દર્શન કરવા જઇએ છીએ મંદિરમા જઇને પણ જો દર્શનની વાર હોય તો અનાજ વીણવુ, બુહારી કરવી કે બીજી કોઈ સેવા હોય તે હુ તથા મારા માતાજી કરીએ છીએ દર્શન કરી ઘેર આવી પ્રસાદ લઇ હુ નિશાળે આવુ છુ

સાંજે પણ ઘેર જઇ મારા માતાજીના કામમાં મદદ કરૂ છુ. મારા માતાજી કામમા હોય તો મારા નાના ભાઈને રમાડુ છુ સાંજે વેળાસર સુઈ જાઉં છુ.

મ્હેતીજી—ઓહો ! નિર્મળા બેન, તમારે ઘેર જો અમે આવીએ તો અમને પણ ઘણુ શીખવાનુ મળે. જુઓ, તમારે બધી બાળાઓને આ નિર્મળા બેનનુ વર્તન સમજવા જેવુ છે, અને તે પ્રમાણે વર્તવા જેવુ છે. નિર્મળાના વર્તનની બધી બાળાઓ પર ઘણી અસર થઇ.

---

## પાઠ ૩૦ મો.

## ગોયરો.

નિર્મળા—મા, અમારે હવે ગોયરોની અઠવાડીઆની રજા પડી, હું પણ બીજી બાળાઓની પેઠે ગોયરો વાવીશ.

મા—બેટા, વાવજે, પણ બીજા પૂજે તેવી રીતે આપણે ગોયરો પૂજવાની નહિ.

નિર્મળા—ત્યારે આપણે શી રીતે પૂજવાનુ ?

બા—નિર્મળા, આપણી ગોયરો તો શ્રીજમનાજી છે આપણે તો શ્રીજમનાજીની પૂજાના ભાવથી ગોયરો પૂજવી જોઇએ. આપણે પ્રભુ પતિ મેળવવા છે, તે પ્રભુ શ્રીજમનાજીની કૃપાથી મળી શકે. માટે આપણે શ્રીજમનાજીની પૂજા આ આઠ દિવસ કરીએ વ્રજની કુમારિકાઓએ પણ શ્રીજમનાજીનુ પૂજન કર્યું હતુ, તેથી તેમને પ્રભુ મળ્યા હતા. માટે આપણે પણ પ્રભુ મેળવવા હોય તો શ્રીજમનાજીને પૂજીએ. શ્રીરાધાજીએ પણ શ્રીજમનાજીની પૂજા કરી હતી, તેથી શ્રીકૃષ્ણની પ્રાપ્ત થઈ હતી વળી સેવાને અનુકૂળ સાસરૂ પણ શ્રીજમનાજીજ પ્રાપ્ત કરાવે. કારણ કે તે મહાદયાળુ છે માટે આપણે તો ગોયરોમા નદીમાં સ્નાન કરવા જઇએ, તો પણ શ્રીજમનાજીમા સ્નાન કરીએ છીએ, એમ મનમા વિચારવું, વળી ગમે ત્યારે પણ સ્નાન કરતા શ્રીજમનાજીને સંભાગ્વા આથી શ્રીજમનાજીના સ્નાનનુ ફળ પ્રાપ્ત થાય છે. વધારે શુ કહુ ? જળ પીતા પણ શ્રીજમનાજીને યાદ કરવા, એટલે શ્રીયમુનાપાનનું ફળ મળે.

નિર્મળા—શું બા, આપણે શ્રી જમનાજીને પૂજીએ ત્યારે તો બીજા ધોળ ગોયરોના આપણાથી ન બોલાય.

બા—ના બેટા, આપણે તો ગોયરોમા શ્રીજમનાજીના કીર્તન તથા ધોળ બોલીએ, અને બોલાવીએ, આપણાથી બીજાં નકામા ધોળ ન બોલાય, જો સાભળ, હુ થોડું બોલી બતાવું.

## પહેલું ગીત.

### રાગ—ગોર ગોર કુંવારાંરે વાજે.

ગોર ગોર જમનાજીરે જઇએ,
જમનાજી નહીએ તો ભગવદી થઇએ—ગોર.
જળપાન કરી માનું ધ્યાનેય ધરીએ, ધ્યાન ધરીને પછી
પુજન કરીએ.
ધ્યાન ધરીએ કે માતા નગ્ન પધારે, દિવ્ય સ્વરૂપ ધરી
આવે રે વહારે—ગોર
આવી આપણને એ પ્રભુ વર આપે, પ્રભુ પતિ આપીને
સુખ માંહિ સ્થાપે,
શ્રીહરિ બનશે જો આપણારે સ્વામી, વેદના ભવ ભયની
નાશ પામી—ગોર.
રાધાજી રૂડાએ આ ગોર પુજી, તેથી મળી એમને પ્રભુ
વર પુજી—
આ ગોર માતા છે અતિરે રૂપાળાં, પ્રીતમને છે
અતિશય વહાલા—ગોર.
સોળ હજાર પેલાં વ્રજના કુમારી, પૂજી હતી એમણે
આ ગોર પ્યારી,
તેથી કિકરીઓને ધ્યાનમા લીધા, શરદ પૂનમે આનંદ
દાન દીધા—ગોર.

———

## બીજું ગીત.

ગોર ગોર ચાલો જમનાજી જઈએ,
　　　જમનાજી જઈએ તો ધણિઆતા થઈએ-ગોર ગો૦.
શ્રીજમનાજી કર ઝાલી પ્રભુજી મિલાવે,
　　　ભક્તો ઉપર દયા અતિ એમને આવે-ગોર ગોર.
લે આ કંકાવટી બેન કંકુવાળી,
　　　કંકુનાં છાંટણું છાંટીએ રૂપાળી-ગોર ગોર
નામ જપો અને કંકુએ છાંટો,
　　　એમના પૂજનનો છે મહિમારે મોટો-ગોર ગોર.
લો આ ફૂલો અને અક્ષત રૂડા,
　　　વધાવો પુષ્પે ધરી પ્રેમ રૂડા-ગોર ગોર.
અલૌકિક સૌભાગ્ય આપે એ માતા,
　　　રહેશું આપણુને શ્રીપ્રભુ રસમાતા-ગોર ગોર.
પ્રભુવર મળતાં ઝટ ભવસાગર તરીએ,
–　　　આનદ આનંદ સદા હરિ સાથે કરીએ-ગોર ગોર.
દિકરીઓની અભિલાષા એવી,
　　　પુરે જમનામા તો લહેર પડે કેવી-ગોર ગોર.

---

## ત્રીજું ગીત.

### રાગ—"ઝીણા મારૂજીહો રાજ."

નિરખોને બેની પેલાં શ્રીજમના માય,
　　　એમને નિરખ્યે હૈયાં હિમ જેવાં થાય-મારી રંગીલી બેન.
જેને વહે કેવાં વરણાગી ભેર,
　　　પ્રભુજી પણ મોહ પામે થાય લીલા લહેર-મારી રંગીલી બેન.
જળરસશ્યામરંગી પ્રભુના એ રંગ,
　　　આપ્યાં પ્રભુએ જાતે પોતાના અંગ-મારી રંગીલી બેન.

કણે કણે પ્રભુ વસ્યા જળરસમાંય,
તેથી એ જળ રંગે શ્યામ જણાય-મારી રંગીલી બેન.
નિર્ગુણ રસના વહન મારી બેન,
આચમન કરીએ તો ચઢે રસઘેન-મારી રંગીલી બેન
ખળ ખળ જોને અવાજ મીઠા થાય,
હસતાં ઉમંગભેર જાણે ખડખડ માય-મારી રંગીલી બેન
કિંકરીઓના એ પૂરે સદા કોડ,
સ્તુતિ કરે દીન બની બેઉ કરજોડ-મારી રંગીલી બેન

---

## ગોયરોમાં ગાવાનો ગરબો.

(ચાલી હું તો વૃંદાવનને ચોક કે ચાલી મહીં વેચવારે લોલ-એ રાગ)

ગોરમા ઓ મુજ જમના માય કે સાંભળો વિનતિ રે લોલ,
આપ દયાળુ અતિ મુજ માત કે આપો પ્રભુ પતિ રે લોલ.
વ્રજની જેહ કુમારિકાઓ કે તે પર રીઝીયા રે લોલ,
તેમને આપ્યા પ્રભુવર આપે કે કારજ સીધીયા રે લોલ.
જેણે તમને પૂજયા દયાળી કે કોડ પુરા થયા રે લોલ,
પૂરો કોડ અમારા હરખે કે અમપર કરી દયા રે લોલ.
અમને એ વર આપો માત કે અમને બહુ ગમેરે લોલ,
રાતદિવસ મન ત્યાજ ભમે છે કે જીવ તેમાં રમે રે લોલ
ઓ મા તમને લળી લળી હરખે કે પાયે હું નમું રે લોલ,
કિંકરી ઉપર કરો દયા અતિ પ્રભુ સાથે રમું રે લોલ,
એ વર પર મને આવે વહાલ કે બીજો ના ગમે રે લોલ.
એ વર જોડે મેળવો હાથ કે કરગરીએ અમે રે લોલ.
એ વરને ઇચ્છે બહુ મુજથી પણ મને આપજો રે લોલ
નહિ ભુલું ઉપકારો માજી કે શિર કર સ્થાપજોરે લોલ

---

## ગોચરોમાં ગાવાનો ગરબો.

( રાગ ચાલુ. )

મજની બેને શ્રીજમનામાય કે અમી અતિ આંખમાંરે લોલ;
દૃષ્ટિપડે તે નિર્ગુણ થાય કે પેસે પ્રભુ પાંખમાંરે લોલ.
મુખપર જો આનંદની લહેરો કે કેવી ઉછળેરે લોલ;
ભક્તો પાન કરે એ રસનું કે નિરખી પળે પળેરે લોલ.
મોઘેરા ઘણાં એ માત કે દર્શન ના મળેરે લોલ;
હોય હરિની કૃપા પૂરણ તો સહેજે એ ફળેરે લોલ.
તેજો મુખડાપરનાં જો સખિ, અમૃત સાગરોરે લોલ;
ગટકે ગટકે પીઓ રસિકડા કે ભવસાગર તરોરે લોલ.
ફિકરનો એ માપર મોહ કે એ ઉરે ઉતર્યાંરે લોલ;
ભત્રોભવનો એ થયો ઓશિઆળો કે કરજોડી કરગરેરે લોલ.

---

## ગોચરોમાં ગાવાનું ઘોળ.

( ગોર ગોર કંસારા રે વાગે-એ રાગ ).

ગોર ગોર આપણાં શ્રી જમનાં મા,
એ માને પૂજીને પ્રભુને વહાલી થા-ગોર ગોર.
એમની પૂજા કર્યે શ્રીપ્રભુ રીઝે,
રીઝી પ્રીતમવર વરદાન દીએ-ગોર ગોર
જમના મા ગોર તો અતિશે દયાળુ,
એમની કૃપા વિષે મહાફળ ભાળું-ગોર ગોર
આપણા પ્રભુજીના મારગ મોંઘા,
જમના માતાજીની કૃપાયે સોઘા-ગોર ગોર.
અક્ષત પુષ્પે વધાવીએ એની,
નાગ સ્મરણ કરીએ દિનરેણી-ગોર ગોર.
ફિકરીઓ પર પ્રેમ એ રાખે,
એમની કૃપાએ ભક્તો હરિરસ ચાખે-ગોર ગોર.

---

## પાઠ ૩૧ મો.

## પ્રભુજ સૌથી મોટા દેવ છે.

નિર્મળા—બા, બા, આ બધી એનો ભાગોળે માતાએ રમવા જાય છે. હું જાઉં

બા—નિર્મળા બેન, તમારે જવુ હોય તો આપણા મંદિરમા જાઓ. તું લલિતા બેન વગેરે જાઓ.

નિર્મળા—પણ આ બધા તો ત્યાં જઇને ગરબા ગાશે. અમે પણ તેમની જોડે ગરબા ગાઇશું

બા—બેટા, એ તો ગમે તેવા ગરબા ગાય છે, તેવા આપણાથી ન ગવાય. આપણે તો પ્રભુના ગરબા તથા ધોળ ગાઇએ, અને શ્રીજમનાજીના ધોળ તથા પદ ગાઇએ પ્રભુજ સૌ દેવોથી મોટા દેવ છે મનુષ્ય જન્મનું સાર્થક પ્રભુની પ્રાપ્તિમાં છે. એ પ્રભુની પ્રાપ્તિ થાય એવાજ ગાન આપણે કરવા જોઇએ આ બધી છોડીઓ તો ત્યા જઇને ગમે તેવાં ફટાણા પણ ગાય છે, ગાળાગાળી પણ કરે છે. આપણાથી તેવું ન બોલાય, તેમ સંભળાય પણ નહિ આવા પવિત્ર દિવસોમાં તો પવિત્ર ધોળ પદ ગાવા જોઇએ. પ્રભુના દર્શન કરવાં જોઇએ. શ્રીજમનાજીનુ પૂજન કરવું જોઇએ

નિર્મળા—બા, ત્યારે આપણે કોની કોની સેવા ખાસ કરવી જોઇએ ? દેવો તો બહુ છે, એમ મેં સાભળ્યું છે.

બા—બેટા, દેવો બહુ છે, પણ તે બધા દેવ પ્રભુને આધીન છે. પ્રભુજ સૌથી મોટા છે. તો એ સૌથી મોટા પ્રભુનેજ આપણે પૂજીએ, અને નમીએ. પ્રભુને નમવાથી અને પૂજ

વાથી બધા દેવો પણ રાજી થાય છે કારણ દેવો પણ પ્રભુના દાસ છે.

નિર્મળા—ત્યારે બા, શ્રીજમનાજીના પૂજનની પણ જરૂર શી?

બા—[હસીને] બેટા, પ્રભુનાં એ એક પટરાણી છે, તે બહુ દયાળુ છે, એમની કૃપા વડે આપણને પ્રભુ મળે. જેમ કોઇ રાજાનું આપણે ઓળખાણું ન હોય તો કોઈ રાજાનો કૃપાપાત્ર માણસ આપણને રાજા પાસે લઈ જઇ ઓળખાણ કરાવે છે, તેમ શ્રીજમનાજી પણ કૃપા કરી પ્રભુની પાસે લઈ જાય છે, વળી પ્રભુની પાસે જવા લાયક શરીર અને ઇંદ્રિયો તથા મન વગેરે બનાવે છે માટે તેમની સેવા કરવી જોઇએ. આપણુ ભક્તોનું નસીબ એ શ્રી-જમના-મા પાસે છે. માટે આપણે શ્રીજમના માની પૂજા કરવી જોઇએ પવિત્ર ભક્તો પણ પ્રભુનો માર્ગ બતાવે છે, માટે તેમના પર પણ પ્રેમ રાખી તેમની સેવા વિવેકસર કરવી જોઇએ ભક્તોની સેવા પણ પ્રભુ મેળવવામાં મદદ કરે છે.

નિર્મળા—બા, એવુ ગાશે, તો અમે દૂર બેસીશુ. હું તેમને આપણાજ ધોળ ગવરાવીશ, મને આવડે છે.

બા—પણ બેટા, તુ નાની છે, એટલે તારૂં ત્યાં શું ચાલે?

નિર્મળા—બા, ત્યારે અમે મંદિરમા જઇએ?

બા—જાઓ ત્યાં શાંતિથી રમજો ને ગાજો.

નિર્મળા અને લલિતા બન્ને મંદિરમાં ગયાં, એટલે બીજી પણ ઘણી બાલાઓ મંદિરમાં ગઇ, ત્યાં જઈ પ્રભુના અને શ્રીજમનાજીના ઘણા ગરબા ગાયા. આખા મંદિરમાં આનંદ આનંદ થઈ ગયો.

---

## પાઠ ૩૨ મો.

## ફૂલની પવિત્રતા.

નિર્મળા—મા, આ ફૂલની માળા હુ શ્રીજમનાજીને પહેરાવું છુ પ્રભુને આ ફૂલ બહુ વહાલા હોય છે, તેનુ શુ કારણ હશે?

મા—નિર્મળા બેન, પ્રભુ કોમળ છે, તેથી પ્રભુને કોમળ વસ્તુ બહુ ગમે છે વળી પ્રભુ સૌથી પવિત્ર છે, તેથી પવિત્ર વસ્તુ પણ પ્રભુને બહુ ગમે છે ફૂલો પવિત્ર અને કોમળ છે, તેથી પ્રભુને તે બહુ વહાલા છે આપણે ફૂલ દેખીએ છીએ તો કેટલો આનદ થાય છે? તેને અડતાં કેટલુ વહાલ આવે છે? એમ પ્રભુને પણ ફૂલથી આનદ થાય છે અને વહાલ આવે છે પ્રભુ ફૂલોદ્વારા આપણને પણ શિખામણ આપે છે કે, તમે આ ફૂલો જેવા કોમળ અને પવિત્ર થશો, તો હુ ફૂલની પેઠે તમારો અગીકાર કરીશ જોને બેટા, ફૂલ ફક્ત એકજ દિવસ ખીલેલુ રહે છે, પણ પ્રભુને સુગંધિ અર્પણ કરી પ્રભુની સેવામા હાજર થાય છે. માળા બની પ્રભુને કોટે બિરાજે છે કલગી બની શિર પર બિરાજે છે. આમ દરેક રીતે ફૂલ સેવા કરે છે, આમ જે પ્રભુની સેવા કરે છે, તે થોડુ જીવે પણ તેને ધન્ય છે. કોઈ માણસ સો વર્ષ જીવે પણ પ્રભુમાં તેની પ્રીતિ ન હોય, એનામા ભક્તિભાવ ન હોય તો તેનું જીવન નકામુ છે એથી ઉલટું જે જગતમા થોડુ જીવે છે, પણ પ્રભુની ભક્તિ કરે છે, તથા પ્રભુ પર પ્રીતિ ધરાવે છે તેનુ જીવન ખરૂં કામનુ કહેવાય બેટા, આ મોઘો મનુ-ષ્ય દેહ વારે વારે મળતો નથી માટે તેને પવિત્ર રસ્ત

વાળી પ્રભુભક્તિમાં ઉપયોગી કરવો જોઇએ. આપણે ફૂલના જેવાં કોમળ મનના થઇએ તો પ્રભુ પણ કૃપા કરી આપણા કોમળ મનમાં બિરાજે છે પ્રભુને કોમળ મન બહુ ગમે છે, તેથી ભકતોના કોમળ મનમાં પ્રભુ બિરાજે છે

## પવિત્ર બાળાના ગુણો.

૧ પવિત્ર બાળા હમેશા સવારમા વહેલી જાગે

૨ પવિત્ર બાળા થોડી વાર પણ પ્રભુનુ ભજન કરી પથારીમાંથી પગ કાઢે.

૩ પવિત્ર બાળા હમેશા સવારમા નાહી ધોઇ ચાલ્લો કરી ચરણામૃત લે, અને થોડી વાર પણ પ્રભુને ભજે.

૪ પવિત્ર બાળા હમેશાં માબાપને પગે લાગે.

૫ પવિત્ર બાળા પોતાની માતાજીને કામમા મદદ કરે.

૬ પવિત્ર બાળા પોતાના ભાઇઓ પર પ્રીતિ રાખે ને નાના ભાઈ હોય તેમને રમાડે

૭ પવિત્ર બાળા પોતાના માબાપની આજ્ઞા માને.

૮ પવિત્ર બાળા હમેશાં સાચુ અને મીઠું બોલે.

૯ પવિત્ર બાળાની બોલી હમેશા વહાલી લાગે એવી હોય.

૧૦ પવિત્ર બાળા કદી આડાઇ કરે નહિ, કે માબાપને પજવે નહિ.

૧૧ પવિત્ર બાળા નિશાળે નિયમિત જાય અને નિશાળમા પણ આનદથી ભણે.

૧૨ પવિત્ર બાળાનુ વર્તન નિશાળમા પણ સુદર હોય છે.

૧૩ પવિત્ર બાળા નિશાળે આવે ત્યારે અને જાય ત્યારે સીધી રીતે શાંતિથી આવે અને જાય.

૧૪ પવિત્ર બાળા મોટાનું માન રાખે ને વૃદ્ધોની સેવા કરે.
૧૫ પવિત્ર બાળા કપડા અને શરીર સ્વચ્છ રાખે.
૧૬ પવિત્ર બાળા પોતાનું માથુ ઓળી ચોળીને સાફ રાખે.
૧૭ પવિત્ર બાળા હમેશા આનંદી હોય, કદી કોઇના પર મોઢું ચઢાવે નહિ
૧૮ પવિત્ર બાળા પ્રાણી માત્ર પર દયા રાખે ગાય માતા પર તથા તુલસીજી પર વહાલ રાખે.
૧૯ પવિત્ર બાળા દિવસમા ઓછામા ઓછું એક વખત પણ પ્રભુનાં દર્શન કરવા મંદિરમાં જાય.

---

## શ્રીજમનાપૂજન.

### ધોળ.

રાગ—"ભમરઃ પહેલો વધાવો મારે આવીઓ"

સજની ચાલો શ્રીજમનાજીને પુજીએ,
એ તો વિધાતા આપણાં કહેવાયરે, ભાગ્યનો ઉદય થાયરે,
ઓ સજની મારી ચાલો શ્રીજમનાજીને પુજીએ.

બીજા લોકોના લેખ બ્રહ્માજી લખે,
આપણા લેખો શ્રીજમનામાને કર રે, પ્રભુજી મળે વર રે.
ઓ સજની મારી ચાલો શ્રીજમનાજીને પુજીએ.

આપણે દેવી દેવારે આ દુનીઆ તણા,
દેવીસૃષ્ટિનાં વિધાતા એ માત રે, વહાલાં હરિને સાક્ષાતરે.
ઓ સજની.

આમણે વ્રજની કુંવરીઓના લેખો લખ્યા
પરણ્યાં એ લેખે સર્વ શ્રીવ્રજરાયરે, દયાળુ એવા માયરે,
ઓ સજની.

આપણે બનીએ દિકરીઓ એ માતના,
તો તો મનના મનોરથ પુરા થાયરે, ગોકુળચંદ્ર કર સહાયરે,
ઓ સજની.